# લાલો

[લહેરી લાલાનાં લાખેણાં ને ચટકદાર પરાક્રમોની સળંગ અને સચિત્ર મઝેદાર કહાણી]



લેખક

નવલકાન્ત નેમચન્દ ભાવસાર

બી. એસસી. એફ. આર. એચ. એસ.

[લંડન]



સંપાદક

[illegible] ઈ. પટેલ

ચિત્રકાર

જગમોહન મીસ્ત્રી

બાલવિનોદ કાર્યાલય

૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ ૨

# પ્રસ્તાવના



'ગાંડિયો' લખીને મેં એક તોફાની પણ બુદ્ધિશાળી કિશોર-નો પરિચય કરાવ્યો હતો. એનાં પરાક્રમો કિશોર-મિત્રોને ખૂબખૂબ ગમ્યાં હતાં અને એના જેવાં તોફાની, સુશીલ, શાણાં તેમજ ચકોર કિશોર અને કિશોરીઓનાં પરાક્રમોનું આલેખન કરવા મારી પાસે અનેક માગણીઓ થઈ હતી.

એ દરમિયાન શ્રી. નાગરદાસ ભાઈએ એ પ્રકારના દેશ વિદેશના વિપુલ સાહિત્યનો મને સુંદર પરિચય કરાવ્યો. એ પરિચયે મારી દૃષ્ટિ વિશાળ બની અને પ્રેરણા પામી.

એક શિક્ષણસંસ્થાના આચાર્ય તરીકેની છેલ્લા કેટલાક દાયકાની મારી કામગિરિ દરમિયાન કેટલાંક તોફાની છતાં બુદ્ધિશાળી અને સુશીલ તેમજ ચકોર અને તેજસ્વી કિશોર અને કિશોરીઓનાં અવનવાં અને રમૂજ પમાડે એવાં પરાક્રમો જોવા જાણવા અને સાંભળવાના અલભ્ય પ્રસંગો મને પ્રાપ્ત થયા.

એ રીતના અભ્યાસ, નિરીક્ષણ અને ચિંતનને પરિણામે 'વિનુ' અને 'બાબુ'નું સર્જન થયું અને એજ રીતે 'લાલા'નું સર્જન થાય છે. 'લાલા'નાં લાખેણાં પરાક્રમો મેં મારી ઢબે રજૂ કર્યાં છે અને શ્રી. જગમોહન મીસ્ત્રીએ એને અનુરૂપ ચિત્રોની સુંદર સજાવટ કરી છે.

**'લાલો'** લહેરી હોવા છતાં બાહોશ અને ચાલાક કિશોર છે અને એનાં ચેતનવતાં પરાક્રમો કિશોર જગતને મઝેદાર કહાણી પૂરી પાડશે એવી આશા છે.

નવલકાન્ત ભાવસાર



: અનુક્રમ :



હવે પછી :

**લીલી • નાનુ • કીકી**

: વગેરે

# લાલો



## પરિચય

લાલાને નહિ ઓળખનાર આખા ગામમાં ભાગ્યે જ કોઇ હશે. આજે તો લાલો મોટો થયો છે, પણ આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખતે લાલો શાળામાં ભણતો એક વિદ્યાર્થી હતો. લાલાનું ખરૂં નામ જાણનાર આજે પણ બહુ થોડા છે તો તે વખતે ફક્ત શાળાના દફતરે જ લાલાનું મૂળ નામ હતું. કારણ કે સર્વત્ર તો એ લાલો જ હતો. કેટલાક એને લાડમાં લાલ કહીને બોલાવતા. 'લાલ'ના લાડકા નામથી બોલાવનાર સૌથી પહેલાં એનાં માબાપ હતાં અને ત્યાર પછી નજદીકનાં સગાંવહાલાં; પણ પ્રાથમિક

શાળામાં પ્રવેશ પામતાં જ લાલનું પરિવર્તન લાલામાં થયું અને એના ગોઠિયાઓએ તો પોતાના સરદારનું નામ લાલો રાખ્યું.

શાળાના બાલજગતમાં લાલો એકચક્રી રાજ કરતો હતો. વિદ્યાર્થીઓમાં કેટલાએ વર્ષોથી દાદા ગણાતા છોકરાઓ પણ લાલા આગળ 'મેં તેરી ગૌઆં' બની ગયા અને આ રીતે 'વગર તાજના રાજા' જેવો લાલો બની ગયો.

એકડો ઘુંટાવનાર ગણુપતરામ માસ્તરથી તે ઠેઠ મુખ્ય શિક્ષક મણિશંકર સુધીના નાના મોટા દરેક શિક્ષક લાલાને પીછાનતા. શાળાનો પટાવાળો પશો તો લાલા પાસે પાણી જેવો નરમ બની જતો. શાળામાં પાણી પાનાર રામલી ડોશી તો દૂરથી જ લાલાને જોતાં 'આવ રે મારા બેટા લાલા!' કહી લાલાનાં ઓવારણાં લેતી. લાલો આ ડોશીનું માન રાખતો અને તેની પાસે નરમ ઘેંશ બની જતો.

લાલાનાં ઘરનાં માણસોમાં સ્વાભાવિક રીતે એનાં માબાપ બીજાના જેવાં હતાં. લાલાના બાપ પોતાના બાલપણમાં લાલા જેવા જ તોફાની બારકસ હતા. તેથી 'બાપ કરતાં બેટા સવાયા'

એ ન્યાયે લાલાનાં કેટલાંએ તોફાનો તો એ પોતાનું બાલપણુ સંભારીને સાંખી લેતા પણ કોકવાર એમને વાલીપણું અને મુરબ્બીવટનો મોભો સાંભરી આવતો ત્યારે લાલાને ઠપકારતા હતા. જેમ સોનું તપીને પછી ટીપાય ત્યારે એનો ચળકાટ દેખાડે છે તેમ લાલો પણ આવા કેટલાક પ્રસાદો પચાવીને પાછો પોતાના મૂળ સ્વભાવ ઉપર આવી જતો.

બાલપણુથી જ એના બાપ એને ખોળામાં બેસાડીને હંમેશાં કહેતા, 'જો બેટા, કદી કોઇનો માર ખાઇને આવતો નહિં. એવી રાવ લઇને રડતી સુરતે આવ્યો તો તારે માટે એકાદ પાઠ તૈયાર જ રાખીશ. હા, મારીને આવવું એમાં જ ખરી મર્દાઇ છે. બહાદુર થજે મારા લાલ!'

લાલાના હાડેહાડમાં એ શબ્દો પચી ગયા હતા પછી લાલો કોનાથી ગાંજ્યો જાય! લાલો એની માનો ખૂબ લાડકો હતો. એની મા શાંત અને વહાલસોઇ હતી. એને ખીજાતી, અકળાતી કે મુંઝાતી કદી કોઇએ જોઇ ન હતી એવી એ શાન્ત મૂર્તિનું નામ શાન્તા એની ફોઇએ પાડયું હતું તે સાર્થક હતું.

લાલાનો મોટો ભાઈ ભાનુપ્રસાદ હતો પુસ્તકોનો કીડો. રાતદિવસ એના વાંચન પાછળ એ મંડ્યો રહેતો. એને બહારની દુનિયાનું ખાસ જ્ઞાન-સિવાય કે પુસ્તકો દ્વારા જે થોડું ઘણું મગજમાં પ્રવેશી ગયું હોય–ન હતું! લાલાના બાપ બંસી-ધરને એ ખૂબ સાલતું, કારણ કે ઘણીવાર જ્યારે એમને પોતાનું બાલપણ સાંભરતું ત્યારે આવા નાની ઉંમરે ઠરેલ ને ઠાવકા છોકરાને જોઇને એમને તિરસ્કાર પણ આવતો. તેથી કેટલીયે વાર એ બોલી ઉઠતા, 'શાન્તા! તારો મોટો તો બરાબર તારા જેવો જ શાન્ત અને પોચકાદાસ છે પણ મારો લાલો તો ખરેખર લાલોજ છે હો!' અને શાન્તાને પોતાના યૌવનના દિવસો સાંભરી આવતા એટલે એ હસી દેતી અને શરમાઇ જતી.

લાલાની બ્હેન બહુ શાન્ત પણ નહિં તેમ બહુ તોફાની પણ નહિં એવી બન્ને વચ્ચે સાંકળ રૂપ હતી. એ રૂપરૂપનો અંબાર હતી અને તેથી એનું મૂળ નામ જો કે મંદા હતું છતાં બધા એને રૂપા કહીને જ બોલાવતા. એના મ્હોં પર હંમેશાં સ્મીત રમતું.

લાલાના બાપ બંસીધરે બાપીકી મિલ્કતમાં

સારી પેઠે લડાઇનો લાભ ઉઠાવી ખૂબ ખૂબ વધારો કર્યો હતો. શેર બજારમાં એ શાહ સોદાગર ગણાતા. પોતાના મોભા પ્રમાણે ઘરમાં નોકર ચાકર, રામો રસોયો પણ રાખતા હતા.

શાન્તા ગરીબ માબાપની પુત્રી હતી એટલે ઘરનો બધો ભાર એના પર નાંખી બંસીધર તો પોતાના બજારના રંગમાં જ રંગાયેલા રહેતા.

રસોઇયા અને લાલાને બારમો ચંદ્રમા હતો કારણ કે ઘણીવાર લાલો એને રંજાડતો. રામો લાલાનો ન તો દુશ્મન હતો કે ન તો દોસ્ત અને તેથી લાલા અને રસોઇયા વચ્ચેના ઝઘડા એ પતાવતો. અસ્તુ, હવે આપણે લાલાનાં પરાક્રમો જોઇએ!



# કાવત્રાખોર લાલો

૧૯૪૨ ની મહાન ક્રાંતિના દિવસો હતા. ઓગસ્ટ માસની ઐતિહાસિક નવમી તારીખે મહાસભાના બધા જ કાર્યકર્તાઓને સરકારે જેલમહેલમાં પધરાવી દીધા હતા. કેટલાક કાર્યકર્તાઓ છાના છપના સંતાઇ રહીને ભૂગર્ભ પ્રવૃત્તિ ચલાવતા હતા અને પરિણામે કોઇ ઠેકાણે સરકારી તંત્ર ખોરવી દેવાના પ્રયાસો થતા હતા.

ઓગસ્ટ માસની પૂર્ણાહુતિ થઇ ગઇ હતી અને સપ્ટેમ્બર મહિનો ચાલતો હતો તે વખતે વર્તમાનપત્રોમાં અનેક અવનવી વાતો દરરોજ આવતી હતી. એવા એક દિવસની આ વાત છે.

લાલો, નવીન, રમેશ અને પ્રભાત એક સલુણી સંધ્યાએ આવા અવનવા બનાવો પર વિચાર કરતા બેઠા હતા. નવીનને વર્તમાનપત્ર વાંચવાનો ખૂબ શોખ હતો અને તેથી તેની અનેક વાતો પોતાના મિત્રોની ટોળીમાં કરતો. આ રીતે નવીનની નવીનતાથી લાલાની ટોળીનું મનરંજન થતું તેથી લાલાનો નવીન જમણા હાથ જેવો થઇ પડ્યો હતો. લાલાને સરદાર કે પ્રમુખની ઉપાધિ આપીએ તો નવીનને મંત્રી કે કાંઇક એવી જ ઉપાધિ બરાબર બંધ બેસતી આવે!

'નવીન, ઓગસ્ટ તો પૂરો થયો અને સપ્ટેમ્બર આવ્યો. આપણા તો બહુએ વિચાર હોય કે ચળવળ ચલાવીએ પણ આપણાં માબાપ આપણને તેમ કરવા દે નહિં. શાળાઓને તો હડતાલને લીધે ખંભાળી તાળાં ઠોકાયાં છે. રોજ ને રોજ જૂની રમતો રમતાં હવે તો કંટાળો આવે છે. દોસ્ત, કોઇ નવીન રમત હોય તો શોધી કાઢ.' લાલાએ પોતાના રહસ્યમંત્રીને કહ્યું.

'ઉભો રહે. હમણાં ઘેર જઇને 'કુમાર' લઇ આવું. તેમાંથી કાંઇક નવીનતા નીકળશે કારણ કે દર મહિને તેમાં 'આ માસ ઇતિહાસમાં'નું

લખાણ આવે છે.' કહેતો નવીન તરત પોતાને ઘેર દોડ્યો અને થોડીવારમાં જ શ્વાસભર્યો પાછો ફર્યો અને બોલ્યો, 'જુઓ, આ રહ્યો સપ્ટેમ્બરનો ઇતિહાસ!' કહી તરત જ તે લખાણવાળું પાનું ખોલ્યું.

'ચાલ વાંચ જોઇએ.' લાલાએ કહ્યું.



'સાંભળો ત્યારે, તારીખ પહેલીએ અંગ્રેજોએ ટ્રાન્સવાલ જીત્યું અને દક્ષિણ આફ્રિકામાં કાયમ થયા ઇ. સ. ૧૯૦૦ માં.' નવીને કહ્યું.

'પણ આપણે કોને જીતવા જવું?' પ્રભાતે પૂછ્યું.

'એમાં કાંઇ મઝા પડે તેમ નથી. આગળ ચલાવ' લાલાની આજ્ઞા થઇ.

'તારીખ પાંચમીએ અંગ્રેજોના મહાન મુત્સદ્દી ઓલીવર ક્રોમ્વેલનું મૃત્યુ ઇ. સ. ૧૬૫૮.' નવીને વાંચ્યું અને લાલા સામે જોયું.

'કેમ કાંઇ તને સનાન–બનાન નહાવાનું આવે તેમ નથીને? એમ બાઘા સરખો મારા મોઢા સામે શું જુએ છે! આગળ વાંચ.' લાલાએ કહ્યું.

'તારીખ છઠ્ઠીએ અમેરિકામાં વસાહત કરવા પિલગ્રીમ ફાધર્સ મે ફ્લાવર નામના જહાજમાં ઇંગ્લેન્ડથી ઉપડ્યા ઇ. સ. ૧૬૨૦.' નવીને કહ્યું.

'ચાલો ત્યારે આપણે પણ ઉપડીએ કોઇ દેશમાં વસાહત કરવા.' રમતા રામ જેવા રમેશે મમરો મૂક્યો.

'તારા બાપાને પૂછી જોયું કે?' લાલાએ કહ્યું. રમેશને એના પિતાનો ખૂબ ડર લાગતો એટલે આ બરાબર ચાબખો લાગતાં રમેશ ચડીચૂપ થઇ ગયો.

'તારીખ અગિયારમીએ મુંબાઇમાં હિંદુ

મુસ્લીમનું સૌથી પહેલું હુલ્લડ થયું.' નવીને કહ્યું.

'હા. દોસ્ત! આવી કાંઇક વાત કહેતો હોય તો આપણે બંદા તૈયાર!' લાલાએ મુછ (?) ને વળ દેતો હોય તેવો ચાળો કરતાં કહ્યું.

'પણ અલ્યા, લડશું કોની સાથે?' પ્રભાતે પૂછ્યું.

'બીજો વળી કોણ. આપણા સામા પક્ષનો પેલો પુંડરિક છે તેની સાથે.' લાલાએ કહ્યું.

'પણ પુંડરિક તો પરમ દિવસનો એને મોસાળ ગયો છે તેનું કેમ?' રમેશે કહ્યું.

'ઠીક ત્યારે, કરો પીછેહઠ. અરે નવીન! ચલાવ આગળ તારૂં પુરાણ.' લાલાએ લહેકો કર્યો.

'તારીખ પંદરમીએ વિદ્વાન અને વયોવૃદ્ધ હિંદી (મારવાડી–ગુજરાતી) લિપિ શાસ્ત્રી અને પુરાતત્ત્વવિદ્ ગૌરીશંકર ઓઝાનો જન્મ ઇ. સ. ૧૮૬૩.' નવીને વાંચ્યું.

'હંઅઅઅ. હવેજ સમજણ પડી કે અંગ્રેજી નિશાળમાં હિંદી કેમ શીખવું પડે છે! તે એ ઓઝાએ એવી માથા બાંધવાની કડાકૂટવાળી લિપિ નહિં શોધી કાઢી હોત તો એનું શું જવાનું હતું!' લાલાને ઘણીવાર હિંદી શિક્ષકની સોટીનો

ચમકારો ચાખવો પડતો હતો તેથી કડવું મ્હોં કરી એ બોલ્યો અને પછી કહ્યું: 'હાંક તારી ગાલ્લી આગળ.'

'તારીખ અઢારમીએ સત્તાવનના બળવામાં દિલ્હી કબજે કરી અંગ્રેજોએ મુગલ સમ્રાટ બહાદુરશાહને હુમાયૂના મકબરામાં કેદ કર્યો. ઇ. સ. ૧૮૫૭.' નવીને વાંચ્યું.

'વાહ રે બહાદુરશાહ! નામ ત્યારે બહાદુર અને નીકળ્યો નમાલો તે કેદ પકડાઇ ગયો! બહાદુરશાહ તારી બહાદુરીને!'

લાલાનો તિરસ્કાર ઉભરી આવતાં એ બોલ્યો 'હવે કાંઇ આગળ છે કે નહિં કે બધું જ એવું ને એવું?' એણે પૂછ્યું.

નવીનને પણ હવે કંટાળો આવવા લાગ્યો હતો અને તેથી તેણે ઝટપટ વાંચીને સાર સંભળાવ્યો, 'તારીખ બાવીસમીએ વિઠ્ઠલભાઇ પટેલનું અવસાન, તારીખ પચીસમીએ અકબરે કંદહાર જીત્યું અને તારીખ ઓગણત્રીસમીએ કલાઇવ જન્મ્યો. બસ ખેલ ખતમ!'

'બહાદુરશાહે તો કાંઇ બહાદુરી કરી નહિં પણ આપણે કાંઇ કરી બતાવવી જોઇએ.' લાલાએ કહ્યું.

'તે તારે શી બહાદુરી કરી બતાવવી છે?' રમેશે લાલા તરફ ફરીને પૂછ્યું.

'હા. નવીન, કહે તો ખરો કે આપણા નેતાઓ હમણાં શાની લડત ચલાવે છે?' લાલાએ પૂછ્યું.

હાજર જવાબી નવીને તરત જ કહ્યું, 'બાપુ-જીએ ભાષણ કરીને કહ્યું છે કે 'અંગ્રેજો અહિંથી ટળો' અને તે પ્રમાણે બધા કહે છે કારણ કે બધાને સ્વરાજ્ય જોઇએ છે.'

'સ્વરાજ્ય એટલે શું?' રમેશે પૂછ્યું.

'સ્વરાજ્ય એટલે પોતાનુંજ રાજ્ય.' નવીને કહ્યું.

'વાહ દોસ્ત! તેં તો ખરી કરી. આપણે બંદા ત્યારે સ્વરાજ્ય માટે તૈયાર છીએ. આપણુંજ રાજ એટલે પછી આપણને લીલાલહેર અને અમન ચમન!' લાલો લહેરમાં આવીને લવ્યો.

'લ્યો! જાણે લાડવો આવીને મ્હોંમાં પડ્યો હોય તેમ કુદી પડ્યા!' રમેશે ટીકા કરી.

'શું બોલ્યો અલ્યા રમલા!' લાલાએ બાંયો ચઢાવતાં રમેશને યુદ્ધનું આવાહન ફેંક્યું પણ રમેશ તેને માટે તૈયાર નહતો તેથી એણે પીછે હઠ કરી અને કહ્યું, 'નારે એ તો કાંઇ નહિં! ચામડાની જીભ એવી અટકચાળી છે કે ગમે તે બોલી નાખે.'

'પણ સ્વરાજ્ય માટે આપણે કરવાનું શું?'



લાલાએ પોતાના રહસ્યમંત્રી તરફ ફરીને પૂછ્યું.

'ભાષણો કરવાનાં! સરકારનો બહિષ્કાર કરવાનો!' નવીન બોલ્યો.

'એ ભાષણ બાષણ આપણાથી નહિં થાય! જીભનું જોર આપણામાં નથી. હા જો મારામારી કરવી હોય કે ભાંગફોડ કરવી હોય તો આ લાલો તૈયાર છે.' લાલાએ કહ્યું.

અને નવીનને પણ આ કોયડો કેમ ઉકેલવો

તેની સમજણ ન પડી એટલે એ ગુંચવાયો અને વિચારમાં પડી ગયો.

'હત્તારીની! વાણિયો થઇને વિચાર કર્યા કરે છે કે શું?' રમેશે ટીકા કરી.

'તરત બુદ્ધિ તરકડો હું થોડો છું!' નવીન અંદરથી સમસમી ઉઠતાં બોલ્યો.

'અલ્યા, અંદરો અંદર શીદને અકળાઇ મરો છો! કાંઇ તોડ તો લાવો.' પ્રભાતે કહ્યું.

'ઠીક ત્યારે, હું વિચાર કરીને કાલે સાંજે કહીશ.' નવીને કહ્યું.

અને અંધારૂ થવા આવ્યું હોવાથી ટોળી વિખરાઇ.

બીજે દિવસે સાંજે બધા પાછા ભેગા મળ્યા ત્યારે દરેકના મનમાં નવીને શું તોડ કાઢ્યો છે તે જાણવા ઇંતેજારી હતી.

લાલાએ પણ વિચારમાં ને વિચારમાં પાસાં ઘસ્યાં હતાં અને બરાબર ઉંઘ્યો ન હતો તેથી એની આંખો રાતીચોળ થઇ ગઇ હતી.

'બોલ નવીન! તેં પછી શું વિચાર કર્યો?' લાલાએ પૂછ્યું.

'પણ પહેલાં કહે તો ખરો કે તારે શાનું

સ્વરાજ જોઇએ છે!' નવીને કહ્યું.

'અલ્યા ગાંડિયા છે કે શું? શાનું સ્વરાજ તો કહે કે સ્વરાજનું જ! કેમ સ્વરાજપણ વાસી અને તાજા શાકના જેવું જુદું જુદું મળે છે કે શું!' લાલાએ હસતાં હસતાં કહ્યું.

અને લાલાની: પોતાના સરદારની ટીકા સાંભળી બધા ખડખડાટ હસી પડયા. સૌના મનમાં પોતાના લાડીલા અને કુશાગ્રબુદ્ધિ સરદાર માટે માન વધી ગયું.

નવીનને આવી જાતની ઠઠ્ઠામશ્કરી ઝાઝી ગમતી નહિં તેથી એ કંટાળીને બોલ્યો: 'જો લાલા! તારે સીધેસીધી વાત કરવી છે કે ટોળટપ્પ ઉડાવવા છે?'

લાલાને પોતાના રહસ્યમંત્રીની સહાય વિના પળવાર પણ ચાલે તેમ હતું નહિં તેથી એ બોલ્યો: 'જો નવીન! આપણુને આપણું એટલે બાળકોનું સ્વરાજ જોઇએ છે. અને સ્વરાજ મળે એટલે પછી આપણુને કોઇ કનડે નહિં. આપણુને મનગમતી રમતો રમવા દે, ગમે તેવાં તરતોફાન કરવા દે અને ખરૂં કહો તો આપણી વાતમાં કોઇ માથું મારે નહિં'

'ઠીક ત્યારે, આપણે વાણીસ્વાતંત્ર્ય માટે લડત ઉપાડીએ.' નવીને કહ્યું.

'અલ્યા, વાણી સ્વતંત્ર એટલે વાણિયાનું સ્વતંત્ર! તેમાં આપણા લોકોનો શો દહાડો વળે!' રમેશે કહ્યું.

'તું સમજે નહિં ને વચમાં ડપ દેતો કૂદી પડે છે.' નવીને રમેશ તરફ ચીડાઇ જઇને કહ્યું.

'ત્યારે તુંજ કહે.' રમેશે કહ્યું.

'વાણી એટલે વાણિયા નહિ પણ વાણી એટલે આપણે બોલીએ છીએ તે વાણી.' નવીને ખરો શબ્દાર્થ સમજાવ્યો.

'હાં, દોસ્ત! તેં હવે બરાબર અર્થ કર્યો. મને જ્યારે જ્યારે બોલવાનું મન થાય છે ત્યારે ત્યારે મને બા ને બાપા તરત બોલતો બંધ કરી દે છે! નિશાળમાં શિક્ષકો પણ બોલવા દે નહિં! બોલવાની શરૂઆત કરૂં ન કરૂં ત્યાં તો બધા મને તોડી પાડે અને કહે: 'રહેવા દે તારૂં દોઢ ડહાપણ તારી પાસે.' અને મને ચૂપ કરી દે! માટે આપણે તું કહે છે તેવી લડત ઉપાડવા તૈયાર છીએ.' લાલાએ કહ્યું.

લાલાના શબ્દો અક્ષરસઃ ખરા હતા કારણ કે

બધા લોકોને–ઘરના તેમજ બહારના–લાલા પ્રત્યે એક જાતની એવી નફરત હતી કે લાલાની લપ-લપમાં તેમને કોઇ ને કોઇ ટીખળની ગંધ લાગતી અને તેથી કેટલી યે વાર લાલાના ડાહ્યા વચનો પણ કોઇ ગણકારતું નહિં. ઘરમાં તો કોઇવાર દાદાગીરી કરીને લાલો પોતાનું ધાર્યું બડબડી લેતો પણ નિશાળમાં એ કાંઇક કહેવા જાય ત્યાં જ શિક્ષક રાડ પાડી ઉઠે, 'Shut up (ચૂપ રહે)' અને એને શાંત થઇ જવું પડે. તેથી ઘર અને શાળાની બહાર લાલાની લુલી લપઝપ બોલ્યા જ કરતી. આજે મોકો હતો એટલે એ બોલ્યો, 'જો નવીન! તારી વાત પ્રમાણે હું તો કરવાને માટે તૈયાર છું. અલ્યા રમેશ, પ્રભાત, ધનુ, વિનુ! તમે બધા તૈયાર છો?'

'હા, હા કેમ નહિં.' બધાએ એકી અવાજે કહ્યું.

'ત્યારે આજે આપણે સોગન ખાઇએ કે જ્યાં સુધી આપણને વાણી સ્વાતંત્ર્ય નહિં મળે ત્યાં સુધી આપણે જંપીશું નહિં.' લાલાએ પ્રતિજ્ઞા જાહેર કરી અને બધાએ તે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી.

'નવીન, જો આપણે તારા કહ્યા પ્રમાણે હવે લડત શરૂ કરીએ તો ખરા, પણ તે કોની સામે

શરૂ કરીશું ? માસ્તરો સામે કે ઘરનાઓ સામે ?' લાલાએ પૂછ્યું.

'સરકાર સામે.' નવીને કહ્યું.

'શું કહ્યું ? સરકાર સામે ! તે એવડી મોટી સરકાર સામે આપણે ચાર પાંચ જણા શું કરી શકવાના !' રમેશે કહ્યું.

'જો સરકાર બરકાર સામે લડવું હોય તો આપણે તૈયાર નથી.' અરૂણે કહ્યું, કારણ કે એના બાપ સરકારી નોકરીમાં હતા.

'અલ્યા આપણી સરકાર તે આપણી નિશાળના માસ્તરો એટલું પણ સમજ્યો નહિં ! બુડથલ !' લાલાએ કહ્યું અને પછી ઉમેર્યું, 'મને તો એમ થાય છે કે નિશાળના એકેએક માસ્તરની ખબર લઇ નાખું !'

'પણ એમાં માસ્તરોનો શો દોષ ? એ લોકો તો સરકારનો પગાર ખાય એટલે સરકાર કહે તે પ્રમાણે જ કરેને !' નવીને સમજ પાડી.

'વાહ આ તો નવી વાત સાંભળી ! શું ત્યારે આપણા માસ્તરો પણ સરકારના નોકર છે ?' લાલાએ પૂછ્યું.

'હા. ખરી વાત છે. આપણી નિશાળના માસ્તરો

લોકલ બૉર્ડનો પગાર ખાય છે અને તેથી લોકલ બૉર્ડના પ્રમુખ જેમ કહે તેમ તે લોકોને કરવું પડે છે એમ મારા બાપુજી એક વખત કહેતા હતા.' નવીને કહ્યું.

'ત્યારે તો તું કહે છે તેમ આપણે એ પ્રમુખ સામે લડત ઉપાડવાની.' લાલાએ કહ્યું.

'પણ આપણે ક્યાં એ પ્રમુખને ઓળખીએ છીએ?' ધનુએ પૂછ્યું.

નવીન બધી બાબતમાં વ્યવહારૂ હતો એટલે તેણે કહ્યું: 'ત્યારે હવે આપણે એ પ્રમુખનું કરીશું શું?'

'આપણે તેમને મારી તો નાખી નહિં શકીએ. કારણ કે બાપુજીની અહિંસામાં આપણે માનીએ છીએ. હા, પણ આપણે તેમને પેલા બહારવટિયા લોકો કરે છે તેમ ઉપાડી જઇએ અને પછી તેમની પાસે લખાવી લઇએ કે 'આજથી બાળકોને વાણી સ્વાતંત્ર્ય આપવામાં આવે છે.' તો કેમ?' લાલાએ પૂછ્યું.

'હા, તારી વાત બરાબર છે.' નવીને કહ્યું.

'પણ એવડા મોટા આદમીને આપણે પકડવો શી રીતે તેનો વિચાર કર્યો છે?' પ્રભાતે પૂછ્યું.

'નવીન! તારા કુમારમાં જો તો ખરો કે બહાદુર-શાહને કઇ તારીખે પકડ્યો હતો.' લાલાએ કહ્યું.

'અઢારમી સપ્ટેમ્બરના દિવસે.' નવીને કહ્યું.

'આજે કઇ તારીખ થઇ?' લાલાએ પૂછ્યું.

'આજે બારમી તારીખ છે. હજી છ દિવસ પછી અઢારમી આવશે.' નવીને કહ્યું.

'છ દિવસ આપણા માટે પૂરતા છે. હા પણ નવીન! એ તારા લોકલ બૉર્ડના પ્રમુખ રહે છે કયે ગામ?' લાલાએ પૂછ્યું.

'એ રહે છે તો શહેરમાં પણ દર શનિવારે બપોરે આપણા ગામમાં આવે છે. શનિ અને રવિ એમ બે દિવસ રહે છે અને પછી સોમવારે સવારની ગાડીમાં ચાલ્યા જાય છે.' નવીને કહ્યું.

'ઠીક ત્યારે, આપણે એમને કેવી રીતે ઉઠાવી જવા તેનો વિચાર કરવાને પુષ્કળ વખત છે. આપણે આજે અત્રે વિચાર કરીને પછી શું કરવું તે આવતી કાલે નક્કી કરીશું.' લાલાએ કહ્યું.

'આપણે આવતી કાલે તો હુતુતુ રમવાના હતા તેનું શું? અરૂણે પૂછ્યું.

'હા. તારી એ વાત ખરી છે. આવતી કાલે પહેલાં નક્કી કરીશું તે પછી રમીશું.' લાલાએ કહ્યું.

તે પછી એકદમ વિજળી વેગે એના મગજમાં એક વિચાર ઝળક્યો અને એની આંખો ચમકી ઉઠી. એ બોલ્યો: 'દોસ્તો, આપણી ફત્તેહ છે!

'મને હમણાં જ એક કલ્પના આવી છે. પણ મારે એના વિષે વિચાર કરવો પડશે તેથી હમણાં હું તમને કહેતો નથી. રાતના વિચાર કરીને કાલે જરૂર કહીશ.'

બધા એકી દ્રષ્ટે, તન અને મનમાં થનગનાટ. અનુભવતા તેની સામે નિહાળી રહ્યા. અરૂણ અને પ્રભાત થોડાક ચમકી પણ ગયા. કારણ કે કેટલીકવાર લાલાની યોજના, જેવી કે કરસન કાકાની વાડીમાંથી કેરીઓ તોડવાની, નિષ્ફળ જતી ત્યારે બિલ્લીપગો લાલો તો ગેબ થઇ જતો પણ ધીમા અને મંદ બુદ્ધિવાળા અરૂણ અને પ્રભાત કરસન કાકાના સપાટે ચઢીને પ્રસાદ આરોગતા.

ગામની બહાર ચાર રસ્તાપર એક સુંદર મકાન આવેલું હતું. લગભગ એકાદ વર્ષથી એમાં કોઇ રહેતું ન હતું તેથી એ તદ્દન ખાલી હતું.

ગામની એક વૃદ્ધબાઇ જમનાનું એ મકાન હતું. જમના સ્વભાવે જરાક વિચિત્ર હતી અને એની પાછલી અવસ્થામાં એની સ્થિતિ પણ ઘસાઇ

ગઇ હતી તેથી એવડા મોટા મકાનમાં એકલી જાતે રહેવા કરતાં ગામમાં આવેલા એના એક નાના મકાનમાં એ રહેતી હતી. મકાન સુંદર હતું. એને સુંદર બાગ પણ એક વેળાએ હતો એમ જોનારને લાગે ખરૂં પણ આજે તો એ ઠેકાણે અવ્યવસ્થાનું સામ્રાજ્ય જામી પડયું હતું.

કોઇ ભાડૂત મળે તો ઘરની સંભાળ રાખે તેટલા માટે 'ભાડે આપવાનું છે' એવું પાટિયું બાજુના દરવાજા પર લટકાવી રાખ્યું હતું. ઘણા લોકો એ પાટિયું વાંચતા પણ ગામથી દૂર ભાગોળે એકાંતમાં વસવાની એમની હિંમત ચાલતી નહિ.

આ અવડ મકાનનો અને તેના બાગનો કબજો લાલાની ટોળીએ લઇ લીધો હતો એટલે મકાનનાં બારી બારણાં અને ભીંતોએ શાળામાંથી તફડંચી કરી આણેલા ચાકના ટુકડાથી 'ભાડે આપવાનું છે' ના વાંકાચુકા અક્ષરો ચિતર્યા હતા. એવું મકાન કોને ગમે?

જમનાબા—આખું ગામ એમને એજ નામે સંબોધતું—બીજા ગમે તેની સાથે લડી ઝઘડી પડે એવી એમનામાં વિચિત્રતા હતી પણ પોતે વાંઝીયણ હતી તેથી કે ગમે તે કારણે એને બાળકો

ખૂબ ગમતાં અને તેમનાં મસ્તી તોફાન એ સહન કરી લેતી. આ કારણથી તેણે લાલાની ટોળીને પોતાના બાગમાં રમવા ખેલવાની સ્વતંત્રતા આપી હતી—બલ્કે લેવા દીધી હતી.

કોઇ કોઇવાર લાલો જમનાબા પાસે જઇને ઘરની ચાવી કોઇ ને કોઇ બહાને લઇ આવતો અને પછી કિલ્લેબંધી અને લડાઇના ખેલો લાલાની ટોળી ત્યાં સ્વચ્છંદે ખેલતી. કેટલીયે વાર જમનાબા છાનાં છપનાં આવી બાળકોની ધીંગામસ્તી જોતાં.

બગીચામાં ફૂલઝાડના જે છોડ હતા તે કરમાઇ ને મરી ગયા હતા પણ કેટલાંક ફળાઉ ઝાડ હજી ઉભાં હતાં. તેમના પર થતાં ફળો પર લાલાની ટોળીનો જ હક્ક લાગતો. લાલો જ તેનું રખવાળું કરતો. કો'કવાર જમનાબાને જઇને તેમને સારાં સારાં ફળો આપતો અને ડોસી આશીર્વાદ આપતી. આમ જમનાબા અને લાલાને ખૂબ બનતું હતું. બાગમાં ઠેર ઠેર મથોડા પૂર ઘાસ ઉગી ગયું હતું અને તેથી ઘાસમાં સંતાકુકડી રમવાનું લાલાને ખૂબ ગમતું. આ કારણથી કેટલીયે વાર લાલો બડબડતો: ‘લ્યો આ ઘાસ કાંઇ ખરાબ દેખાય છે! કેવું સીધું ને સટ અને સરસ સરસ સુંવાળું! લોકો

નવરા છે તે બાગમાં ફૂલઝાડ વાવે છે! કોઇક પોતાના બાગમાં ઘાસ રહેવા દે છે તે પણ ટુંકુ ટુંકુ કે એના પર આપણાં પગલાં પડી રહે અને ઓળખાઇ જઇએ એટલે મેથીપાક ખાવા મળે. કોઇચાર હોળી કરી હોય તો તેની પણ તરત ખબર પડી જ જવાની! આ બધી પંચાત લોકો શીદને કરતા હશે!'

વાણી સ્વાતંત્ર્યની લડતનો કાર્યક્રમ નક્કી થયો તેને બીજે દિવસે લાલાની ટોળી બાગના ઘાસમાં સંતાઇને લડાઇ દાવ રમતી હતી. તે વખતે જમના બા અચિંતાં ત્યાં ડોકાયાં. ઘડપણનાં ચિન્હો હવે તેમના પર સ્પષ્ટ દેખાતાં હતાં. હાથમાં એક લાકડી



લઇને તેનો ટેકો દેતાં તેઓ ચાલતાં હતાં. કમરમાંથી ઘડ નીચે નમતું જતું હતું. આંખે ઝાંખ વળતી જતી હતી તેથી આંખે હાથ દઇને જોતાં એમણે લાલાને હાંક મારી, 'અરે લાલા, અહિં આવ તો ખરો.'

'શું કહો છો, જમનાબા!' કરતો લાલો તરત જ ડોસીની સેવામાં હાજર થયો.

'લાલા, તારી ટોળી આવતા શનિવારે અહિંયાં રમવા આવવાની છે કે નહિં?' જમનાબાએ પૂછ્યું.

લાલો થોડીવાર વિચાર કરતો હોય તેમ ઉભો અને પછી બોલ્યો, 'હા, આવવા વિચાર તો છે. તમને જો કોઇ જાતનો વાંધો ન હોય તો!'

'અરે મારા દીકરા! મારે વાંધો બાંધો કાંઇ નથી. પણ હું બહારગામ જવાની છું તેથી પૂછવા આવી છું કે તારે મકાનની ચાવી જોઇએ છે કે નહિં!' જમનાબાએ કહ્યું.

ઘેર બેઠાં ગંગા આવી ને પછી નાહ્યા વિના રહે એવો લાલો ન હતો તેથી એણે તરત જ મળતી તકને વધાવી લીધી અને બોલ્યો: 'જમના બા! તમે કેવાં ભલાં ને સારાં છો! તમારો આભાર! જો તમે ચાવી આપશો તો શનિ રવિવાર છે તે

બે દિવસ અમે અંદર રમીશું. અમે એક નવી રમત શોધી કાઢી છે તે રમવાની મઝા પડશે. તમારા રસોડા પરનું જે લીસું લીસું છાપરૂં છે ત્યાંથી સરરર કરતા નીચે સરકવાની એવી મઝા પડે છે કે ન પૂછો વાત!'

'પણ દીકરા! હાથ ટાંટિયો ભાંગતા નહિ અને મારા મકાનને બદનામ કરતા નહિ. લે ત્યારે આ ચાવી; ખોવાઇ ન જાય!' કહી જમનાબાએ ચાવી લાલાના હાથમાં મૂકી.

જમનાબા ધીમે ધીમે ટગુમગુ કરતાં હસતાં હસતાં ગામ તરફ પાછાં વળ્યાં. એમને એમનું બાલપણ સાંભરી આવ્યું. પોતે પણ સાત આઠ ભાંડુ હતાં. સાત સાત ભાઇની એ વહાલસોઇ બેનડી હતી. પણ આજે! એમાંના એકે જીવતા ન હતા. એના પતિ પણ ગૂજરી ગયા હતા અને આજે એ એકલી અટુલી હતી! આ વિચારે એની આંખનો ખૂણો ભીનો થયો.

'ચાલો ઠીક થયું! આપણો સિતારે ચડતો લાગે છે! જમનાબા ચાલી ચલાવીને આપણને ચાવી આપવા આવ્યાં એટલે હવે આપણા પાસા પોબાર છે!' લાલો આનંદ પામતો બોલી ઉઠ્યો.

'અલ્યા એમ કેમ બોલે છે?' પ્રભાતે પૂછ્યું.

'કાલે હું તમને કહેતો હતો કે મારા મનમાં એક વિચાર આવ્યો છે તે આજે મને લાગે છે કે આબાદ કામ લાગશે.' લાલાએ કહ્યું.

'કેવી રીતે?' નવીને પૂછ્યું.

'જો તું કહેતો હતો ને કે આપણે પેલા તારા પ્રમુખને પકડીને કેદ કરવા જોઇએ. તો હવે આપણે એમ કરીશું. આપણે પ્રમુખને પકડીને જમનાબાના ઘરમાં કેદ કરીશું અને પછી આપણને સ્વાતંત્ર્ય આપે ત્યારે જ છોડીશું. કેમ કેવી યુક્તિ છે?' લાલાએ કહ્યું.

'આબાદ!' એકી અવાજે બધા બોલી ઉઠયા.

'પણ અહિંયાં આપણે એમને રાખવા એ વાત તો ખરી પણ આપણે એમને પકડવા શી રીતે તેનો કાંઇ વિચાર કર્યો છે?' રમેશે પૂછ્યું.

'તે તો બધું થઇ રહેશે. તું આટલો શીદને આકળો ને ઉતાવળો થાય છે!' લાલાએ કહ્યું.

અને એને પોતાને પણ આ વિષે શું કરવું તે એક કોયડો થઇ પડ્યો તેથી બોલ્યો, 'એના માટે હું વિચાર કરી જોઇશ પણ મને આશા છે કે આપણને કાંઇ અડચણ નહિં પડે. કારણ કે નસીબ

આપણું જોર કરે છે!' અને પછી ઉમેર્યું: 'ચાલો, આપણે હવે આપણા જંગલમાં શિકાર કરવા જઇએ. હું બે ચાર સિંહનો શિકાર કરૂં ત્યાં તમે પણ તમારાથી થાય તેટલા શિકાર કરો. જોઉં કોણ બહાદુર છે?'

અને બધા પોતાના હાથમાંની લાકડીઓ તલવારની માફક આમતેમ વીંઝતા ઉંચા ઘાસની પાછળ અદૃશ્ય થયા અને તેમના શિકારની પ્રવૃત્તિમાં પડી ગયા.

ત્રીજે અને ચોથે દિવસે પણ લાલાએ પોતાની યુક્તિની જરાય વાત કોઇને કરી નહિં. આખો વખત એ એટલો બધો આનંદિત અને ઉત્સાહીત રહેતો હતો કે એની ટોળીને ખાત્રી થઇ ગઇ કે લાલાની યુક્તિ આબાદ જ હશે!

શુક્રવારે સાંજે બધા બાગમાં ભેગા થયા ત્યારે લાલાએ પોતાની યોજના તેમના આગળ મૂકતાં કહ્યું, 'જુઓ, મેં બધી બાબતનો પૂરો વિચાર કરી જોયો છે એટલે તમારે બધાએ હું જેમ કહું તેમ કરવાનું છે. શું સમજ્યા!' અને પછી ઉત્સાહ પૂર્વક બોલ્યો, 'જો આપણે આપણી લડતમાં વિજય મેળવ્યો તો પછી આપણાં પુતળાં લોકો

બાગ બગીચામાં અને બધે ગોઠવશે અને નીચે લખશે કે 'આ બહાદુર બાળકોએ વાણી સ્વાતંત્ર્ય મેળવ્યું.' અને આપણે અમર બની જઇશું.'

લાલાની ટોળી એના સામે મંત્રમુગ્ધ બની જોઇ રહી.

ધીરેથી રમેશ બોલી ઉઠ્યો, 'પણ પહેલાં આપણે વિજય તો મેળવો.'

'પણ કહે તો ખરો. આપણે કરવાનું છે શું ?' નવીને પૂછ્યું.

'જો સાંભળ. કાલે શનિવારે બપોરની ગાડીએ આપણે સ્ટેશને જવાનું. નવીને પ્રમુખને ઓળખાવવાના. પછી આપણે તેમનું હરણ કરવાનું.' લાલાએ કહ્યું.

'પણ........' પ્રભાત બોલ્યો.

'પ્રભાત, તારૂં પણ હજી પુરૂં ન થયું. તારે પણ પણ કરવું હોય તો એકાદ છોકરી સાથે તું પણ. અમારે કોઇને બિલકુલ પણવાની ઉતાવળ નથી.' લાલાએ એને ધપ્પો મારતાં કહ્યું, અને પછી ઠાવકાઇથી ઉમેર્યું, 'તારા જેવા પણ ને બણ કરવાવાળા આગળના જમાનામાં પેદા થયા હોત તો તો પછી ઇતિહાસમાં જે બધી વાતો આવે છે તે

અનત ખરી કે!'

શનિવારે શું થશે તેની કલ્પના કરતા બધા વિખરાઇ ગયા.

શનિવારનો સૂર્ય ઉગ્યો અને લાલાની ટોળી પોતાની યોજના માટે કટિબધ્ધ થઇ. લાલાએ બધાને સૂચના આપી દીધી કે 'તમારે બધાએ જમનાબાના મકાનની પાછળ સંતાઇ રહેવું. હું અને નવીન બે જ જણા સ્ટેશને જઇશું. નવીન મને પ્રમુખ ઓળખાવશે એટલે બાકીનું બધું હું સમાલી લઇશ. તમારે મકાનનુ બારણું ખુલ્લું રાખવું જેથી બારણામાં પ્રમુખને ધકેલીને સાંકળ ચઢાવી દેતાં વાર ન લાગે. ઠીક ત્યારે, હવે તમે બધા ઘેર જઇને જમી લો અને પછી તૈયાર થઇને આવો. જો આપણી વાત કોઇને કહી દીધી તો પછી સમજી લેજો કે લાલાની સાથે કામ છે!' અને દરબાર બરખાસ્ત થયો.

બપોરે બે વાગે ગાડી સ્ટેશને આવતી હતી તેથી દોઢ વાગે નવીન અને લાલો સ્ટેશન પર પહોંચી ગયા, અને ગાડીના આવવાની રાહ જોતા સ્ટેશનના એક માત્ર દરવાજાની બહાર ઉભા.

ગામ નાનકડું હતું તેથી ગામમાં ફક્ત

એક જ ઘોડાગાડી હતી અને તે સાધારણ બહેરા મમદુમિયાંની ગાડી હતી જૂના જમાનાના ઘાટની શહેરમાંથી કોઇએ જૂની થતાં કાઢી નાખેલી તે મમદુમિયાંએ વેચાતી લીધી હતી. એ ખુમ ગાડી હતી અને તેને એક ઘોડો જોડાતો હતો. ઘોડો તો મમદુમિયાંને પોષાય નહિં તેથી એક ટટ્ટુ ગાડીને જોડતા હતા.

ગામડા ગામની આ ગાડી માટે ગામના લોકો અભિમાન ધરાવતા. જૂના જમાનાના ઘરડા



લોક તો ઘણીવાર કહેતા: 'મમદુમિયાં, તમારી ઘોડા ગાડી તો વિકટોરીયા કરતાંયે સારી છે!' અને મમદુમિયાંની છાતી ફૂલી ન સમાતી. ગાડીની રાહ

જોતો મમદુમિયાં બીડી ફુંકતો ઘોડાની પીઠપર હાથ ફેરવતો ઉભો હતો.

દર શનિવારે બપોરે પ્રમુખ સાહેબને લેવાને માટે એ આવતો તેથી એને આજે ભાડુ શોધવાને માટે પ્લેટફોર્મપર આંટા મારવા જવાની જરૂર ન હતી એટલે એને નિરાંત હતી.

પફ–પફ કરતી ધીમો શ્વાસ ખેંચતી ગાડી આવી અને ઉતારૂઓ ઉતરવા લાગ્યા. પ્રમુખ સાહેબ પણ ઉતરીને ગાડી પાસે આવ્યા અને તેમને જોતાં જ મમદુમિયાંએ સલામ ભરી અને તેઓ ગાડીમાં ગોઠવાતાં જ ઘોડાની લગામ હાથમાં લીધી અને ઘોડાને ડચકારીને ચાલવાની ઇશારત કરી. લાલો ગાડી ઉપડે તે પહેલાં જ દોડી આવ્યો અને મમદુમિયાંને ઇશારત કરી કે ‘જરા ઉભી રાખ’ અને પછી ગાડીની બેઠકપર સ્ફુર્તિથી ચડી ગયો અને નવીનને ઇશારત કરી કે તું પણ ગાડીના પાછલા ભાગમાં ચઢી જજે. મમદુમિયાંને લાલા સાથે દોસ્તી હતી અને તેથી લાલો સાથે છે તો વાતોના તડાકાની લહેર પડશે, એમ ધારી એણે ગાડી હાંકી. એટલામાં એના કાન પાસે પોતાનું મ્હોં લાવીને લાલાએ કહ્યું, ‘મમદુમિયાં,

સાહેબે મને કહ્યું છે કે આપણે જમનાબાવાળા મકાને જવાનું છે માટે તું તેમને ત્યાં લઇ ચાલ.'

'શું ?' મમદુમિયાંએ પૂછ્યું.

અને લાલાએ ઇશારત કરીને સમજાવી દીધું એટલે મમદુમિયાંએ ગામની ભાગોળે જમનાબાના મકાન તરફ ચાર રસ્તે હાંકવાં માંડયું.

'ઠીક ત્યારે, હવે ઉતરી જા. સાહેબ જાણશે તો મને વઢશે. હું ધીમો ધીમો ચાર રસ્તે પહોંચી જઇશ. તુ તારે ઘેર ચાલ્યો જા.'

અને તેણે ગાડી ધીમી પાડી લાલાને ઉતારી પાડ્યો. એટલે લાલો અને નવીન ટુંકે પગ રસ્તે જમનાબાના મકાને પહોંચી ગયા અને મમદુ-મિયાંની ગાડીની રાહ જોતા ઊભા. પ્રમુખ સાહેબ વિચારમાં મસ્ત હતા એટલે હાથમાંની ચિરૂટ વારંવાર ચુસતા ધુમાડાના ગોટા કાઢતા અર્ધ નિદ્રિત અવસ્થામાં પડ્યા હતા અને ગાડી એને રસ્તે દોડતી હતી.

લાલાએ રસ્તે ચાલતાં નવીનને કહ્યું :

'મેં પ્રમુખ સાહેબને પૂરવાને માટે અનેક વિચારો કરી રાખ્યા છે એટલે તે વખતે જે વિચાર કામમાં આવ્યો તે ખરો! આપણે બધા મળીને

તેમને મકાનમાં ધકેલી દઇશું........નહિં તો એમ કરીશું કે આ મકાનમાં ચોર પેઠો છે તે તમે એને બહાર કાઢી મૂકો......ના ના, આપણે આપણે એમ કહીશું કે આ ઘરમાં એક ડોસી મરવા પડી છે તે તમને બોલાવે છે........અથવા એમ કહીશું કે આ મકાનમાં એક મોટો ચરૂ નીકળ્યો છે તેમાં પુષ્કળ પૈસા છે તે તમે લઇ લો....'

આમ અનેક યોજનાઓ પોતાના રહસ્યમંત્રીને કહેતી વખતે લાલાને પહેલી જ વાર લાગ્યું કે પોતાની હિંમત ઓસરતી જાય છે અને નિરાશા તેને ઘેરી વળે છે, પણ પલાળ્યું છે તે કાંઇ મુંડ્યા વિના ઓછું ચાલશે એમ વિચારી એ બોલ્યો : 'કાંઇ નહિ, તે વખતે જીભ પર જે આવ્યું તે થઇ રહેશે. જેવા પ્રમુખ સાહેબ અંદર જાય કે આપણે તરત જ બારણાં બંધ કરીને સાંકળ લગાવી દઇશું અને પછી ચેતવણી આપીશું કે અમને સ્વરાજ આપશો ત્યારે જ તમને છોડીશું.

'જો નવીન! હું આ ધમકીનો કાગળ લખી લાવ્યો છું તે બરાબર છે ને?'

નવીને કાગળ ઉપર નજર ફેંકી અને કહ્યું : 'હા, હા. તદ્દન બરાબર છે.'

અને નસીબ તેમને ખરેખર અનુકૂળ હતું. તેમણે ધાર્યું ન હતું એટલી સરળ રીતે બધું પાર પડવા લાગ્યું. ચાર રસ્તે જમનાબાના મકાનની બહાર બાગને દરવાજે મમદુમિયાંએ ગાડી ઉભી રાખી એટલે પ્રમુખ સાહેબ નીચે ઉતર્યા અને મમદુ-મિયાંને ભાડું ચૂકવી આપ્યું અને તેને કહ્યું, 'બરાબર એક કલાક પછી અહિંયાં ગાડી લેતો આવજે' તે પછી આમતેમ નજર કરતા તેઓ બાગમાં ગયા અને ત્યાં થઇ મકાનના ખુલ્લા બારણામાં સીધા દાખલ થઇ ગયા અને સામેના જ દાદર પર ચઢી માળ પર ચઢવા લાગ્યા. તે ઉપર ગયા કે તરત જ લાલાએ બારણું બંધ કરી દીધું અને પોતાનો ધમકીવાળો કાગળ અંદર સરકાવી દીધો. એના મનમાં એમ હતું કે તેઓ બારણા પાસે આવશે ત્યારે તે કાગળ વાંચશે અને તેમને વાણીનું સ્વરાજ્ય આપશે!

'હુંઅઅ! કેમ દોસ્ત. કેવી આબાદ યુક્તિ છે?' લાલાએ ઉત્તેજીત થતાં પોતાના મિત્રોને કહ્યું.

'માન નહિં માન પણ પ્રમુખ સાહેબને ઊંઘમાં ચાલવાની ટેવ હોય તેમ લાગે છે, નહિં તો જાણી જોઇને ચાલી ચલાવીને કોઇ જાળમાં ફસાય ખરું

કે?' નવીને વિચારમાં પડતાં કહ્યું.

'એ ગમે તે હોય તેમાં આપણને શું? આપણે તો ગોળ ખાધા સાથે કામ.' લાલો બોલ્યો.

અને બધા બારણાની તડમાંથી અંદર શું થાય છે તે જોતા ઉભા. એટલામાં લાલો બોલ્યો:

'મને લાગે છે કે તેઓ સમજી ગયા છે કે તેમનું હરણ થયું છે અને તેથી નાહકના ધમાલ કરીને વધુ હેરાન થવા કરતાં જાતેજ તાબે થવું તેમણે પસંદ કર્યું હશે.'

લાલાના પોતાના મનમાં આવી જ ગડભાંગ થતી હતી પણ એને આ બધું શી રીતે બની ગયું તેની સુઝ પડતી ન હતી. પ્રમુખ સાહેબને પણ ખબર ન હતી કે બાળકોએ તેમનું હરણ કર્યું છે અને તેમને કેદમાં પૂર્યા છે.

'લાલા! બોલ હવે આપણે શું કરવાનું છે?' પ્રભાતે પ્રશ્ન કર્યો.

લાલો સ્વસ્થ થતાં બોલ્યો: 'હવે શીદને તું બહાવરો બને છે!' લાલાએ આંખ ઝીણી કરીને તડમાં નજર કરી તો અંદર બધું સુમસામ હતું. બાળકોને આવી અખંડ શાંતિ ખૂંચવા લાગી. તેમને તો પ્રવૃત્તિશીલ રહેવું હતું એટલે આવી

રીતે નિષ્ક્રિય રહેવું પડે તે એમને ખૂબ અળખામણું લાગતું હતું છતાં હવે શું થાય?

લાલાએ પોતાના ધમકી પત્રમાં લખ્યું હતું: 'મેહરબાન પ્રમુખ સાહેબ,

દુનિયામાં બધે સ્વરાજ છે. આપણા દેશના લોકો પણ સરકાર પાસે સ્વરાજ માગે છે તો અમે બાળકો કેમ નહિં માગીએ! અમને માસ્તરો બોલવા દેતા નથી. અમારે વાણીનું સ્વરાજ જોઇએ છે. જયાં સુધી સ્વરાજ નહિં આપો ત્યાં સુધી તમને કેદમાં રાખીશું. માટે વહેલા વહેલા માની જજો.'

અને નીચે 'બાળકોનો સરદાર લાલો' એમ સહી કરી હતી.

એકાએક નવીનને એક વિચાર આવ્યો અને એ બોલી ઉઠયો: 'અલ્યા! આપણે બધા અહિં એકઠા થયા છીએ અને એ પાછલે બારણેથી પોલ થઇ જાય તો?'

'હા, તારી વાત તદ્દન ખરી છે.' લાલો બોલ્યો અને એણે પ્રભાત અને રમેશ તરફ ફરીને કહ્યું: 'અલ્યા, તમે પાછલા બારણે ચોકી કરો. પાછલા બારણાની સાંકળ બહારથી બંધ કરી દો અને હાથમાં લાઠી પકડીને બરાબર પહેરો ભરો.

જો બારણું તોડાતું લાગે તો તમારામાંથી એક જણ અહિં આવીને ખબર આપજો એટલે હું બીજાઓને તમારી મદદે મોકલીશ. ઠીક ત્યારે જાઓ.' અને પ્રભાત અને રમેશ પાછલા ભાગ તરફ ગયા.

'હજી ઉપર જ લાગે છે નીચે ઉતર્યા નથી



લાગતા.' બારણાની તડમાંથી અંદર નજર ફેંકતો લાલો બોલ્યો. અંદર બધુ શાંત હતું. વખત પસાર થવા લાગ્યો છતાં કોઇ પણ જાતની અંદર હીલચાલ થતી લાગી નહિં એટલે બધાને કંટાળો આવવા લાગ્યો. ખુદ લાલાને પણ બગાસાં આવવા લાગ્યાં અને એ અકળાઇને બોલ્યો: 'નવીન! એકાદ કલાક તો થઇ ગયો હશે નહિ વારૂ? ચાલ હવે તો આપણે જાતે બે જણા અંદર જઇએ અને રૂવાબમાં જ કહીએ કે અમને વાણી સ્વાતંત્ર્ય આપો ત્યાર પછી જ તમારો છૂટકારો થશે.'

લાલાએ ધીમે રહીને દરવાજાની સાંકળ ખોલી નાંખી અને પછી બહુ જ આસ્તેથી અવાજ ન

થાય તેમ બારણું ઉઘાડી નાખ્યું. આગળ સરદાર લાલો અને તેની પાછળ તેની ટોળી એમ બધા પળવાર બારણામાં દાખલ થતાં પહેલાં થોભ્યા ત્યાં એમની અજાયબી વચ્ચે પ્રમુખ સાહેબ હસતા હસતા દાદર ઉતરી નીચે આવતા જણાયા. તેમના ચહેરા પરથી જરાયે એમ લાગતું ન હતું કે તેમનું હરણ થયું છે. તેઓ તો ખુશખુશાલ લાગતા હતા અને હાથમાંની ચિરૂટના લાંબા દમ લઇને ધુમાડાના ગોટા કાઢતા હતા. લાલાનો ધમકીનો કાગળ દરવાજામાં જ ઉમરા પાસે પડ્યો હતો. એટલામાં તો વળી એક આશ્ચર્યકારક ઘટના બની અને પાછળથી જમનાબાની બૂમ સંભળાઇ.

'અરે એ લાલા! તું અહિંયાં છે કે બેટા! મારે તો આજે બહારગામ જવાનું બંધ રહ્યું તેથી થયું કે લાવ આજે તો તમારા લોકોની સાથે જરા ગપ્પાં મારૂં એમ ધારીને અહિંયાં તમારી પાસે આવી!' કહેતાં લાકડી ઠબકારતાં સામે આવતા સૂર્યનાં કિરણો આંખમાં ન જાય તેમ હથેલીનો છાંયો કરતાં આગળ વધ્યાં.

લાલો અને તેની ટોળી હવે શું થશે એ વિચારમાં છાતીના ધબકારા ગણતા સ્તબ્ધ થઇને

ઉભા રહ્યા. એટલામાં જ જમનાબાની નજર પ્રમુખ સાહેબ પર પડી અને પ્રમુખ સાહેબની નજર જમનાબા પર પડી. તેઓ સમજી ગયા કે આ મકાન ડોસીનું હોવું જોઇએ તેથી તેઓ હસતા હસતા તેમની પાસે આવીને બોલ્યા: 'માજી! તમારૂં મકાન તો ઘણું સરસ છે હો!' અને તેમની નજર લાલાની ટોળી પર પડી.

'શું સરસ છે!' જમનાબાએ પૂછ્યું.

'આ તમારૂં ચંદ્રભુવન.' પ્રમુખે કહ્યું.

'ચંદ્રભુવન!' આશ્ચર્ય ચકિત થતાં ડોસી બોલ્યાં.

'હા. શું તેનું નામ ચંદ્રભુવન નથી?' પ્રમુખ બોલ્યા અને પછી પોતાના ખીસ્સામાંથી કાગળોનો થોકડો કાઢીને તેની અંદરથી એક કાગળ ખેંચી કાઢ્યો અને બોલ્યા: 'જુઓ, આ રહ્યો ચંદ્રભુવનના માલિકનો પત્ર. હું ચંદ્રભુવન જોવાને માટે ખાસ આવ્યો હતો. હમણાં શહેરમાં રહેવું સહીસલામતભર્યું નથી તેથી મારે ગામડામાં મકાન રાખવું હતું એટલે મેં દલાલને કહી રાખ્યું હતું કે જો એવું એકાદ સગવડવાળું મકાન મળે તો ઠીક. તેથી આ શનિવારે મકાન જોવાને માટે

હું આવ્યો હતો. ગાડીવાળાને મેં કહ્યું હતું કે ચંદ્ર-ભુવન લઇ જા અને એ મને અહિં લઇ આવ્યો.

'મકાનનાં બારણાં ખુલ્લાં હતાં તેથી મેં ધારી લીધું કે આજ મકાન ચંદ્રભુવન હશે એટલે હું અંદર દાખલ થયો અને બધે ફરીને મકાન જોયું. મને જેવું જોઇએ છે તેવું બધી સગ-વડવાળું મકાન જોતાં સંતોષ થયો તેથી જ માજી, મેં તમને કહ્યું કે મકાન ઘણું સુંદર છે. માફ કરજો તમારી રજા વિના હું તમારા મકાનમાં દાખલ થયો તે માટે!' એમ કહેતાં તેમણે બે હાથ જોડ્યા.

જમનામાને આ સાંભળતાં હસવું આવ્યું અને તેઓ રમૂજ પામતાં બોલ્યાં, 'આ મકાનને તો ચાર રસ્તાનું મકાન કહે છે. ચંદ્રભુવન તો અહિંથી અર્ધો માઇલ દૂર છે.'

'મારે ચંદ્રભુવન સાથે કાંઇ નિસ્બત નથી. ખરૂં કહો તો મારે આવું જ મકાન જોઇએ છે કારણ કે મને જોઇતી બધી સગવડ તેમાં છે. તમારે તે ભાડે આપવું છે કે કેમ?' પ્રમુખે પૂછ્યું.

'હા, હા. કેમ નહિં! મારે ભાડે તો જરૂર આપવું છે જ. તમારે રાખવું હોય તો મારે

ના નથી.' જમનાબા બોલ્યાં.



'કેટલા વખતથી ઘર અવાવરૂ છે?' પ્રમુખે પૂછ્યું.

'દોઢ બે વરસથી.' જમનાબાએ કહ્યું.

'તે તમે જાહેરખબર કેમ આપી નહિં, કોઇ દલાલને કહી રાખ્યું હોત તો!' પ્રમુખે શહેરી ઢબની વાત કરી.

'ભલા માણસ! ગામડા ગામમાં દલાલ બલાલ કેવા! અને અમે લોકો ક્યાં જાહેરખબર છપાવવા જઇએ!' જમનાબા હસતાં હસતાં બોલ્યાં.

'ત્યારે હવે આપણે મુદ્દાની વાત પર આવીએ.' પ્રમુખ કાંડાની ઘડિયાળ તરફ નજર કરતા બોલ્યા.

'મને મારૂં મકાન ખૂબ ગમે છે પણ એકલી જાતને આવડું મોટું મકાન ખાવા ધાય તેથી હું ગામમાં રહું છું. તમારે ભાડે રાખવું હોય તો હું ખુશીથી ભાડે આપીશ. તમારે જે ભાડું આપવું હોય તે આપજો. મારે તે બાબત કાંઈ કહેવાનું નથી.' જમનાબાએ કહ્યું.

'માજી, તમારૂં મકાન ખરેખર સુંદર છે જ અને તેથી જો તમે મને ભાડે આપશો તો હું દર મહિને પચાસ રૂપિયા ભાડું આપીશ. જો તમને પોષાય તો હા પાડજો.' પ્રમુખે પૂરેપૂરો વિચાર કરીને કહ્યું, કારણ કે આવું સગવડવાળું મકાન શહેર બહાર પરામાં હોય તો ઓછામાં ઓછું દોઢસો બસો ભાડું તો આપવું જ પડે!

એટલામાં જ દૂરથી મમદુમિયાંની ગાડીની ઘંટડી સંભળાઈ અને થોડીવાર પછી આવીને ગાડી ઊભી રહી એટલે પ્રમુખ મિયાં તરફ ફરીને બોલ્યા: 'અલ્યા મિયાં, મેં તો તને ચંદ્રભુવને ગાડી લઈ જવા કહ્યું હતું અને તું તો મને અહિં મૂકીને ચાલ્યો ગયો!'

'હા સા'બ! ચંદ્રભુવન તો બહોત દૂર છે. આ તો જમનાબાના મકાન છે.' મિયાં બોલ્યો.

'ત્યારે તને અહિંયા ગાડી લઇ આવવાનું કોણે કહ્યું હતું?' પ્રમુખે પૂછ્યું.

મમદુમિયાંએ પોતાની આસપાસ નજર કરી એટલામાં લાલાની અને તેની નજર એક થઇ એટલે લાલો બોલી ઊઠયો. 'સાહેબ, મ્હેં'

'ભલા એમ શા માટે?' પ્રમુખે પૂછ્યું.

લાલો કાંઇ જવાબ આપે તે પહેલાં જ જમનાબાએ કહ્યું: 'સાહેબ, લાલાનો કોઇ દોષ નથી. એ જાણતો હતો કે ઘણા વખતથી મારૂં મકાન તદ્દન ખાલી પડ્યું છે અને મારી સ્થિતિ પણ સારી નથી તેથી મને મદદ કરવાને માટે તેણે આ સાહસ કર્યું લાગે છે માટે એને માફ કરો.'

'ભલે. જો એ છોકરાએ આવું ન કર્યું હોત તો હું તમારૂં આવું સુંદર મકાન જોવા ક્યાં ભાગ્યશાળી થાત!'

પ્રમુખ બોલ્યા અને તરત જ પાટલુનના ખીસ્સામાંથી જે કાંઇ પરચુટણ હાથમાં આવ્યું તે બહાર કાઢીને બોલ્યા, 'અહિં આવો બાળકો! આજે તો શનિવાર છે. કાલે રવિવાર અને તેથી તમને રવિવારે ઉજાણી કરવાને માટે હું આટલા પૈસા આપું છું. કેમ મઝા પડશે ને!'

'હા, હા, કેમ નહિ!' લાલાએ હાથ લંબાવી પૈસા લેતાં કહ્યું. એ આશ્ચર્યચકિત બની ગયો. ડોસી અને પ્રમુખને ભાડાની ભાંજગડ કરવા માટે છોડી પોતાના મિત્રો સાથે બહાર આવતાં જ લાલો બોલ્યો: 'આપણું સ્વરાજ તે આપણી ઉજાણી! આપણને વાણીનું સ્વરાજ શું કરવાનું હતું!'



## લાલાએ લપ ટાળી

લાલો વર્ગમાં કદી પણ સખણો બેસતો નહિં કાંઇ ને કાંઇ પ્રવૃત્તિ–અભ્યાસ સિવાય–એની ચાલુ જ હોય. ઘણા ખરા શિક્ષકો લાલાની આવી કુટેવોથી માહિતગાર હતા અને તેથી કેટલાકને એના ઉપર સતત નજર રાખવાની ટેવ પડી ગઇ હતી. તેમના વખતમાં લાલો સાવધ રહેતો પણ જરા નજરચૂક થઇ જાય તો કાંઇક ટીખળ કર્યા વિના રહેતો નહિં.

કેટલાક શિક્ષકો લાલા તરફ દુર્લક્ષ કરતા અને તેમના વખતમાં લાલાને સંપૂર્ણ સ્વરાજ મળતું. લાલો તે વખતે સાધારણ રીતે સૌથી છેલ્લી પાટ-

સીઓ પર બેસતો અને ત્યાંથી અનેક પ્રયોગો અજમાવતો.

એના ખીસ્સામાં અનેક વસ્તુઓનું પ્રદર્શન રહેતું. કદીક એ લાંબો દોરો કાઢીને પોતાની



આગળના છોકરાના ખમીશ સાથે બાંધીને પછી બેન્ચના ખડિયા મૂકવાના કાણા સાથે તેનો બીજો છેડો બાંધે!

કોઇ વખત પૂછડી જેવું ફુમતું દોરાને છેડે બાંધીને એ દોરી સહાધ્યાયીના કોઇ ખમીશની નીચે બાંધી આવે! કોઇ વખત પેન્સીલ છોલીને તેનાં છોડાં એકઠાં કરી રાખે અને લાગ આવે ત્યારે કોઇ સહાધ્યાયીના ખમીશનો ઉંચો કોલર હોય

તેમાંથી ધીમે રહી સરકાવી દે અને પેલા છોકરાને કૂદાકૂદ કરાવી મૂકે!

કોઇ વખત વર્ગ તલ્લીન હોય અને ટીખળ પકડાઇ જવાની ધાસ્તી લાગે ત્યારે નીચી મુંડી કરીને એની પેટન્ટ સીટી વગાડે અને બધાનું ધ્યાન ચૂકાવી નાંખે. પછી પોતે તદ્દન નિર્દોષ ચહેરો કરીને ડાહ્યો ડમરો થઇને બેસી રહે! કોઇ વખત ચોકના ટુકડાઓ વીણીને ખીસ્સામાં ભર્યા હોય તેને કોતરીને બટન બનાવે! કોઇ વખત ઉંધા અક્ષરો કોતરીને ટાઇપ બનાવે!

એના કંપાસ બોક્ષમાં એ કોઇ વખત મંકોડા ભરી લાવે અને પછી આસ્તે રહીને કોઇ સહાધ્યાયીના પહેરણમાં તેમાંના બે ચારને છૂટા મુકી દે અને પછી જોઇ લો મઝા! પેલો બિચારો અકળાય, મુંઝાય અને ક્વચિત્ જો મંકોડો એનાથી ચંપાઇ જાય અને એ ચટકો મારે તો બુમરાણ કરી મૂકે! કોઇ વખત એ વર્ગમાં વીંછી પણ લઇ આવે અને પોતાના પ્રતિસ્પર્ધિને કરડાવે અને તેને બેં બેં બોલાવે!

વર્ગમાં તપખીર ઉડાવી બધાને છીંકાછીક કરાવવી હોય તો લાલો તૈયાર! કોઇ શિક્ષક

લાલાની ખબર સારી પેઠે લઇ નાખતો. એવા શિક્ષકની ખબર લેવા ખાતર એ કોચનો આશ્રય લેતો અને પરિણામે શિક્ષકને એ ત્રાહિ ત્રાહિ પોકરાવતો.

પોતાને ઘેર કોળવાઇમાં બે ચાર ઉંદરો પકડાયા હોય તો તેમની પૂંછડીઓ બાંધીને સૌથી પહેલો આવી શિક્ષકના ટેબલમાં મૂકી દે અને પછી છૂ થઇ જાય. શિક્ષક તેમ જ બધા વિદ્યાર્થીઓના આવ્યા પછી હાથમાં દફતર હલાવતો અંદર આવવાની રજા માગે અને નિર્દોષ ચહેરો રાખી પોતાની જગ્યાએ બેસી જાય. પછી હાજરી પુરવાને શિક્ષક ટેબલ ખોલે કે તરત જ ઉંદરો બહાર કુદે અને શિક્ષકને ચમકાવે તેમજ વિદ્યાર્થીઓને હસાવે!

કોઇવાર લાલો આવાં પરાક્રમો કરતાં પકડાઇ જાય તો શિક્ષક એની ખેર કાઢી નાખે! લાલાને અને ગણિતને બારમો ચંદ્રમા, તેથી કોઇવાર લાલો વહેલો આવીને પાટિયા પર મીણ લગાવી દે અને પછી જ્યારે ગણિતના શિક્ષક પાટિયા પર ચોક વડે લખવા જાય ત્યારે ચોકથી લખાય જ નહિં એટલે છોકરાઓ હસાહસ કરી મૂકે.

પણ એક શિક્ષક વર્ગના માથાના મળ્યા તેમણે ચોકથી જ્યારે ન લખાયું ત્યારે પામી ગયા કે કોઇ છોકરાનું તોફાન છે તેથી તેમણે પોતાનો હાથ પાટિયા પર ફેરવીને જોયું તો પાટિયાના નીચલા ભાગમાં મીણ લગાડેલું ન હતું એટલે તેમણે તે ભાગમાં દાખલા ગણવા માંડ્યા. પરિણામે આખા વર્ગને દાખલા ગણવા માટે પાટિયા સામે જોવા માટે ઉભા રહીને દાખલા ગણવા પડ્યા! અસ્તુ. આવાં અનેક પરાક્રમો વર્ણવવા બેસીએ તો એક મોટું મહા-ભારત રચાય!

એક દિવસ લાલાએ ક્યાંકથી વિંછી પકડી આણ્યો અને વિંછીના ડંખે દોરો બાંધીને પછી ડબીમાં પેક કરી દીધો. તે દિવસે એણે ટીખળ કરવાનો વિચાર કર્યો અને ગણિતના શિક્ષકનો સમય ચાલતો હતો તે વખતે ધીમે રહીને ડબી ખોલી પોતાના હાથમાં દોરી પકડી રાખીને વિંછીને આસ્તે રહીને શાળાની ફરસબંધી પર મૂક્યો. નીચે મૂકતાં જ વિંછી ચાલવા લાગ્યો એટલે તેની દોરી આમ તેમ ખેંચી લાલો તેને પાળેલા કૂતરા જેમ નચાવવા ગયો, પણ વિંછી લાલાના ટીપુ કૂતરા જેવો થોડો હતો કે લાલાનું કહ્યું

માને! તેણે જોર કર્યું અથવા તો લાલાના હાથમાંથી દોરી છૂટી ગઇ, ગમે તે કારણે વિંછી છટકી ગયો અને છટકતાં વાર જ તેણે સૌથી પહેલો જે છોકરાનો પગ મળ્યો તેને સખત ડંખ માર્યો. ડંખ લાગતાં જ છોકરાએ રાડ પાડી: 'મારી નાખ્યોરે બાપલા!'



'એમ કેમ રાડારાડ કરે છે!' શિક્ષકે બૂમ મારી, પણ છોકરો તો ચીસાચીસ કરી રડવા લાગ્યો. એટલામાં એક છોકરાએ વિંછી જોયો એટલે તે

બૂમ પાડી ઉઠયો: ‘ સાહેબ, વિંછી! ’

શિક્ષક તરતજ દોડી આવ્યા, એટલામાં એક છોકરાએ વિંછીની દોરી પકડી લીધી અને તેને ટીંગાટોળી કરી. શિક્ષકે પેલા છોકરાને પ્રાથમીક સારવાર આપી અને શાંત પાડી દવાખાને વર્ગપ્રમુખ સાથે મોકલી દીધો. પછી વિંછી શાળામાં આવ્યો કેવી રીતે તેની તપાસ આદરી. એટલી વાત તો ચોક્કસ હતી કે વિંછીને દોરી બાંધેલી હતી એટલે તે જાતે તો નજ આવી શકે પણ તેને કોઇ ટીખળી છોકરો જ લાવ્યો હશે એમ નક્કી થયું. તેથી ખૂબ ગુસ્સો ચડ્યો અને શિક્ષકે બધાને તડકાવ્યા. ‘ ખરૂ કહી દો, તમારામાંના કયા બદમાશે આવું દુષ્ટ કામ કર્યું છે? ’

પણ શિક્ષકના માર કરતાં ય લાલાની ધાક છોકરાઓને વિશેષ હતી તેથી કોઇ બોલ્યું નહિં. થોડીવાર આખા વર્ગમાં શાન્તિ પથરાઇ ગઇ. પણ એટલામાં એક છોકરો બોલી ઉઠયો: ‘ સાહેબ, આ પરાક્રમ લાલાનું જ હોવું જોઇએ! ’

લાલો પોતાની પાટલી પર તદ્દન નિર્દોષ ચહેરો ધારણ કરીને બેઠો હતો તેને શિક્ષકે બૂમ મારીને બોલાવ્યો અને તડકાવ્યો.

'લાલા, સાચું બોલ. વર્ગમાં વિંછી તું શા માટે લાવ્યો?'

'પણ સાહેબ! હું ક્યાં વિંછી લાવ્યો છું!' લાલાએ કહ્યું.

'એમ તું સહેલાઇથી માને નહિં!' કહી શિક્ષકે સોટી ચમકાવી અને તમે માનશો લાલો તડાતડ સોટી ઝીલવા માટે બન્ને હાથો વારાફરતી ધરવા લાગ્યો. એને જરા ય અરેરાટી થઇ નહિં! અડગ શૂરવીરની માફક એ સોટીના ઘાવ (!) ઝીલે ગયો. છોકરાઓ અને શિક્ષક પણ એની નફટાઇ જોઇ રહ્યા!

તે દિવસે એ ઘેર ગયો ત્યારે તેના પહોંચતાં પહેલાં જ તેની પરાક્રમકથા ઘેર પહોંચી ગઇ હતી એટલે એને ધરાવવા માટે નૈવેદ્ય (!) તૈયાર હતું. એના પિતા તરફથી એ મળવા લાગ્યું તે એણે ચું કે ચાં કર્યા વિના ઝીલ્યા કર્યું. શાન્ત મૂર્તિ શાન્તા આખરે બાપ–દીકરાની વચ્ચે પડી ત્યારે લાલો છૂટ્યો.

બીજે દિવસે ટપાલ આવી. ટપાલમાં લાલાના મામાએ લખ્યું હતું કે: 'મુંબઇથી જગતના પ્રવાસે નીકળેલા ત્રણ સાયકલ સ્વારો તમારે ત્યાં

એકાદ બે દિવસમાં આવી પહોંચશે. તમારા ગામનાં જે જે સ્થળો બતાવવા જેવાં હોય તે તેમને બતાવજો. તેઓ તમારે ત્યાં આઠ દસ દિવસ રોકાશે અને આસપાસનાં સ્થળો જોશે.'

લાલાના બાપ પત્ર વાંચતાં જ તડુકી ઉઠ્યા, 'અરે લાલાની બા! આ તમારા મોટાભાઇ લખે છે કે મહેમાન આવનાર છે અને તે આપણે ત્યાં ધામા નાખનાર છે. તેમને બિલકુલ અડચણ પડે નહિ તે માટે તમારા ભાઇ ભલામણ કરે છે! તમારા મોટાભાઇને ક્યાં ખબર છે કે ગામડા ગામમાં, રેશનીંગના જમાનામાં કેટલી તકલીફ હશે! ખાંડ ગ્યાસતેલનું તો દેવાઇ જ ગયું છે! અનાજ માંડ પેટપૂરતું મળે છે ત્યાં આવ્યા આ જમ જેવા મહેમાન!'

શાન્તાના હૃદય સોંસરવાં આ કટુ વચન ઉતરી ગયાં અને એનો ચહેરો પડી ગયો છતાં એ બોલી, 'કાંઇ નહિં. આવવા તો દો, એમ આકળા શીદને થાવ છો? મહેમાન કોને ઘેર છે!' અને વધુ કાંઇ સાંભળવું ન પડે એટલા માટે રસોડા તરફ ચાલતી થઇ. એટલામાં જ બહારથી બૂમ સંભળાઇ, 'શાન્તાબ્હેનનું ઘર આજ કે?'

'લ્યો. સંભારતામાં જ આવી ગયા. પૂછે છે સાલું કોઇ ભાઇને! બધાં જ બાઇસાહેબને પૂછતાં આવે છે!' લાલાના બાપ બડબડતા બડબડતા બોલ્યા.

મહેમાનો અંદર આવ્યા. એમની સાયકલો એમણે ઓટલા ઉપર ચઢાવી અને પછી બગલ થેલા, પાણીની મશકો અને નાના બિસ્તરાઓ દિવાનખાનામાં લાવી મૂક્યા. સાયકલના આગલા ભાગમાં 'જગતના સાયકલ પ્રવાસી' એવું અંગ્રેજીમાં ચિતરેલું પાટિયું લગાડેલું હતું. ગામમાં આવા ચિત્ર વિચિત્ર વેશધારીઓનું પગરણ પહેલી વાર જ થયું હતું તેથી સાયકલ પ્રવાસીઓની પાછળ ગામના છોકરાઓ કુતૂહલવશ લાલાને ઘેર આવ્યા. એટલામાં લાલો રમવા ગયેલો તેને ખબર પડી કે એને ઘેર કોઇ મોટા મહેમાનો આવ્યા છે એટલે એ રમત પડતી મૂકીને ઘેર આવી પહોંચ્યો. ઘેર આવી એણે બધી તપાસ કરી જોઇ અને જાણવા જેવું જાણી લીધું. તે પછી બહાર આવીને પોતાના મિત્રોને કહેવા લાગ્યો:

'દોસ્તો! અમારે ત્યાં દુનિયાની સાયકલ પર મુસાફરી કરનાર ત્રણ સાયકલ સ્વારો આવ્યા છે.

તે લોકો આપણો દેશ આખો જોશે પછી વિલાયત આફ્રિકા, અમેરિકા ને યુરોપ જોવા જવાના છે.'

પ્રવાસીઓ પોતાનો સરસામાન તેમના માટેના ઓરડામાં ગોઠવી હાથ મોં ધોઇ સ્વસ્થ થયા અને પછી ગરમાગરમ ચહા અને નાસ્તો લીધો. ત્યારબાદ તે પચાવવા ગામમાં લટાર મારવા નીકળી પડ્યા. જેવો તેમનો પગ ઘર બહાર પડ્યો કે લાલાના બાપનો મિજાજ જેના પર ફક્ત વખતની જ થોડી અસર થઇ હતી તે તરત જ ફાટી ગયો અને તેમણે રસોડામાં જઇને શાન્તાને ધમકાવવા માંડી.

'તારે કાંઇ પરસેવો ઉતારવો થોડો પડે છે! લ્યો, કહી દીધું મહેમાનો કોને ઘેર છે? હમણાંની પરિસ્થિતિ તને ક્યાં ખબર નથી! ઘર ખર્ચનો જ નિભાવ કરવો આવા કપરા કાળમાં અઘરૂં છે ત્યાં આવી બલા માટે વેતરણ ક્યાંથી બને? અને એ તો તારા પિયેરિયા એટલે તેમની બધી કાળજી રાખવી પડે! જરા કાંઇ વાંધો વચકો પડ્યો કે અમને ફજેત ફજેત કરી નાખે! લ્યો રાવસાહેબોએ આવતાને વાર જ હુકમો છોડવા માંડ્યા કે નહાવા માટે ગરમાગરમ બે ત્રણ બાલદી પાણી જોઇશે!

કાલે જ કામવાળી બૂમ પાડતી હતી કે પાણી વધારે પડતું થાય છે. પાણીવાળી પગાર વધારે માગે છે ત્યાં આ નવી વેઠ આવી એટલે એને કાંઇક ઝોંસવું જ પડશે!

'ચાર ચાર વખત તો સાહેબ લોકોને ચહા જોઇએ! લ્યો બોલ્યા! ક્યાં ખબર છે કે ખાંડ માંડ શેર મળે છે! ગોળની જ ચહા કરીને પાજે કે એમની ચરબી થોડી ઘણી ઉતરે! અને મારા બેટાઓને ચહા સાથે નાસ્તા વિના તો નજ ચાલે! બે વખત પેટ ભરીને ખાવાનું તો પાછું જોઇશે જ! હું જોઉં છું કે તું બધાનું કેમ પૂરૂં કરી શકે છે!' ગુસ્સામાં ને ગુસ્સામાં પોતે શું બકે છે તેનું ભાન ન રહેતાં લાલાના બાપાએ ગમે તેમ બાફવા માંડયું.

શાન્તાએ ધીમે રહીને કહ્યું: 'ત્યારે એ લોકો આવે એટલે કહી દઇશ કે ભાઇ, બીજે ગમે ત્યાં તમારે ઉતરવું હોય તો ઉતરો. અમારે ત્યાં સવડ થાય તેમ નથી! એ તો સંસાર લઇને બેઠા છે તે આવણુ જાવણુ થવાની જ! એમ અકળાવાથી કે ધમપછાડા કરવાથી કાંઇ વળે તેમ છે!' અને પછી શાન્તા ત્યાંથી છટકી ગઇ.

લાલો પોતાના ઓરડામાં સંતાઇને બા બાપાનો

સંવાદ સાંભળતો હતો. એણે પોતાના મનમાં કાંઇક બેત ગોઠવી લીધો અને પછી ઘર બહાર નીકળી પડ્યો. બીજે દિવસે બપોરે પોતાની શાળાના વિદ્યાર્થીઓને પોતાને ઘેર આવવાને એ આમંત્રણ આપતો આવ્યો.

મહેમાનો એટલી વારમાં બહાર ફરીને આવ્યા અને આવતાં વેંતજ બોલ્યા, 'શાન્તિ બ્હેન, તમારૂં ગામ તો ખરેખર સ્વર્ગીય છે! આવા સુંદર ગામમાં આઠ દશ દિવસ રહીએ તેમાં કાંઇ સંતોષ થાય તેમ નથી માટે એકાદ મહિનો રહેવાનો અમે નિશ્ચય કર્યો છે.'

લાલાના બાપાને કાને આ નિશ્ચય પડતાં જ એમના કપાળે કરચલીઓ પડી, પણ હવે શું થાય? ભાનુપ્રસાદની પરીક્ષા પાસે આવતી હતી એટલે તેને વાંચવા માટે એકાંત જરૂરી હતું છતાં સમસમી બેસી રહ્યા સિવાય એનો છુટકો ન હતો. મહેમાનોના આવી ગયા પછી લાલો પણ ઘરમાં આવી પહોંચ્યો અને જમી લીધું. એ રોજની ટેવ મુજબ રખડવા માટે નીકળી ન પડ્યો તેથી શાન્તાના મનમાં ધ્રાસ્કો પડ્યો કે નક્કી ઘરમાં રહ્યો તો લાલો ટીખળ કરવાનો. તેથી તેણે કહ્યું: 'કેમ લાલા, આજે રમવા

નથી જવું કે શું? હજી સુધી ઘરમાં કેમ બેસી રહ્યો છે. જા બહાર રમ કૂદ. મઝા કર.'

'જા તે નથી જતો, તારે શું કામ છે!' લાલાએ અંટાઇમાં જ જવાબ આપ્યો.

'એમ કેમ બોલે છે અલ્યા! તારે કાંઇ જોઇતું કરતું હોય તો મને કહે એટલે તને આપું.' શાન્તાએ લાલાને ઘર બહાર કાઢવા માટે કહ્યું.

'હંઅઅઅ! એમ લાલચ આપીને બહાર કાઢવો ને પછી બાપા આગળ ચાડી ખાવી અને કોપરાપાક ખવરાવવો છે કેમ?' લાલો બોલ્યો.

'ના, ભાઇ ના. તારા સમ જો તારા બાપાને કહું તો! તારી વર્ષગાંઠને દહાડે મેં તને રૂપિયો આપવા કહેલું તે તારે જોઇતો હોય તો આજેજ આપું.' શાન્તાએ લાલાને પટાવવા માંડયો.

લાલો પોતાની બા તરફ શંકાભરી નજરે તાકી રહ્યો. એટલીવારમાં ભાનુ ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો: 'લાલા, દોસ્ત! રમવા માટે બહાર જાને! મારે વાંચવું છે! કારણ કે તું ઘરમાં રહેશે તો રાગડા કાઢીને ગાયા કરશે અને મને વાંચવા દેશે નહિં! લે તારે જોઇતા હોય તો તને ચાર આના આપું!'

લાલાને પળવાર તો સમજ ન પડી કે આમ બધા જ એને એક સામટી લાલચો કેમ આપવા લાગ્યા છે! એક પૈસો પણ પંડે ખરચે નહિં કે બીજાને આપે નહિં એવો ભાનુ પણ એને આમ લાલચ શા માટે આપે!

લાલો વિચારમાં પડી ગયો!

લાલાને લાગ્યું કે થોડીવાર માટે પણ એણે આઘા પાછા થઇ જવું જોઇએ, તેથી એ ઘરમાંથી બહાર નીકળી પડયો એટલે બધાના શ્વાસ હેઠે બેઠા. ભાનુ એની ઓરડીમાં વાંચવા બેસી ગયો. શાન્તા રસોડામાં ગઇ. મંદા તો સવારથી જ બહેન-પણીને ત્યાં ચાલી ગઇ હતી અને લાલાના બાપા બપોરા ગાળવા પથારીમાં પડ્યા હતા. મહેમાનો ખાઇ પી ને ગામમાં રખડવા નીકળી પડયા હતા. એટલે લાલાએ જોયું કે ક્ષેત્ર ખુલ્લું છે.

લાલાને રોક ટોક કરનાર કોઇ હાજર ન હતું. એટલામાં થોડે દૂરથી એક ઝીણી સીટી સંભળાઇ. લાલાએ જવાબમાં એવી જ ઝીણી સીટી મારીને 'લાઇન કિલયર' આપી કે તરત જ વાનરસેનાના દશ પંદર મહારથીઓ ચુપકીદીથી ઘરમાં દાખલ થઇ ગયા. સરદારનો સંકેત હતો એટલે એની ટોળી

બરાબર તૈયાર થઇને જ આવી હતી.

લાલો બધાને ઘેરીને મહેમાનોના ઓરડામાં લઇ ગયો. મહેમાનોની જુદી જુદી વસ્તુઓનો પરિચય આપતાં એણે નાનકડું ભાષણ કરવા માંડયું. બધા મ્હોં ફાડીને સરદારની છટા જોઇ રહ્યા. લાલાએ શરૂઆત કરતા કહ્યું:

'જુઓ દોસ્તો! મહેમાનોની પાણી રાખવાની આ મશક છે. આપણા ગામમાં ખેડૂતો ખેતરમાં લઇ જવાને બતક લઇ જાય છે.



પણ અમારા મહેમાનો તો આવી પટાવાળી મશક રાખે છે. બતક તો જમીન પર પડે તો તૂટી જાય

પણ આ મશક તો ખૂબ મજબુત હોય છે. જુઓ!'

એમ કહીને મશક (Water bag) નો પટો હાથમાં પકડીને જોરથી તેને પથ્થર પર પછાડી એટલે તેને ગોબો પડ્યો. એટલાથી કાંઇ મજબુતાઇની ખાત્રી થાય! તેથી એણે મશક જમીન પર મૂકી બધાને વારાફરતી તેના પર પગ ઠોકી મજબુતાઇની ખાતરી કરવા કહ્યું.

બધાએ પોતાનામાં જેટલું બળ હતું તેટલું વાપરી ખાતરી કરવા માંડી. જીવણ જાડાએ તો પોતાના શરીરનું બધું જ વજન પગ પર નાંખી દીધું અને તેથી મશકનો રોટલોજ વળી ગયો! એ જોઇ, લાલો નિરાશ થતો બોલ્યો: 'જૂનું તેજ સોનું! આ તો નકલી એટલે ભાંગી ગઇ!'

ત્યાર પછી કૅમેરાનો વારો આવ્યો. કૅમેરાની થેલીમાંથી એણે કૅમેરા બહાર કાઢ્યો.

'જુઓ, આને કૅમેરા કહે છે! એનાથી ફોટા પડાય! કૅમેરા અજબ ચીજ છે! ચાલો તમારો ફોટો પાડું. બધા બરાબર ગોઠવાઇ જાવ.' લાલો બોલ્યો અને પછી ફોટોગ્રાફર જેમ ફોટો પાડે છે તેમ સૌને ગોઠવીને ફોટા પાડવા માટે એણે ચાંપ દાબી અને બધાને કહ્યું: 'ચાલો તમારો ફોટો

પડી ગયો!'

'કયો ફોટો પડ્યો બતલાવ તો ખરો!' કહેતાં બધાએ એક સામટો લાલા પર હલ્લો કર્યો. લાલાના હાથમાંથી કૅમેરા છટકીને નીચે પડ્યો અને તેના લેન્સના ટુકડા થયા. લેન્સના ટુકડા થાય કે ન થાય તેની સાથે વાનરસેનાને કાંઇ પડી ન હતી. તેમને તો પોતાનો ફોટો જોવો હતો તેથી એક દોઢડાહ્યાએ કૅમેરાનું ઢાંકણું ખોલી નાંખ્યું અને અંદરની ફિલ્મ ખેંચી કાઢી. ફિલ્મ બહાર આવતાંજ તેના પર કાળા ધાબા ધાબા જ ફક્ત દેખાયા. બધાને તેના પર ગુસ્સો ચઢ્યો એટલે લાલાએ ફિલ્મના ટુકડે ટુકડા કરી નાખ્યા. કૅમેરાનો ખુરદો નીકળી ગયો એટલે તેના પછી પ્રવાસના નકશાનો વારો આવ્યો. શાળાનો નકશો તો રંગબેરંગી હોય તેથી બાળકોની આંખને તે ગમે પણ પ્રવાસનો નકશો તો જાડી પાતળી લીટીઓ દોરેલો ધોળો ધોળો હતો એટલે તેમાં કોઇને રસ પડે તેમ ન હતું, છતાં લાલો નકશો પાથરીને બેઠો અને બધાને તે બતાવતો કહેવા લાગ્યો, 'જુઓ, આ મુંબઇ. અમારા મહેમાન મુંબઇથી નીકળ્યા અને આ રસ્તે સૂરત

આવ્યા અને પછી આ રસ્તે આપણે ગામ આવ્યાં.'

'ક્યાં છે આપણું ગામ નકશામાં?' એક ચેકુસની ઉત્કંઠા વધી પડતાં તેણે પૂછ્યું.

લાલાએ નકશામાં પોતાના ગામના નામની શોધ કરવા માંડી પણ નાનકડા ગામનું સ્થાન નકશામાં ક્યાંથી દેખાડેલું હોય? તેથી લાલાને નકશો બનાવનાર પર ખૂબ ગુસ્સો આવ્યો અને તેની સાત સાત પેઢીની ખબર લઇ નાખતો બોલ્યો: 'આ નકશા બનાવનારા ખૂબ લુચ્ચા હોય છે! પારકા દેશના નાના નાના ગામડાનાં નામ લખે છે અને ડિપોટી સાહેબ આપણી પાસે પરીક્ષા વખતે ફલાણું ગામ બતાવો કરી નાપાસ કરે છે ત્યારે આવડા મોટા નકશામાં આપણું ગામ જ નથી લખ્યું! ભાંગ પીને નકશો બનાવવા બેઠા હશે! આપણે એવો પરદેશી નકશો નહિ ખપે.' એમ કહી એણે નકશાના ઉભા બે ચીરા કરી નાખ્યા અને પછી તો બધાએ પોતપોતાની રીતે નકશાના ટુકડે ટુકડા કરી પોતાની રીસ ઉતારી.

એટલામાં જ બહારથી સાયકલની ઘંટડીનો રણકાર સંભળાયો એટલે લાલાને લાગ્યું કે 'ચાલો છૂ થઇ જઇએ નહિ તો પકડાઇ જઇશું!' તેથી

તેણે પાછલું બારણું ખોલી બધાને કાઢી મૂક્યા અને તેમની પાછળ પોતે પણ છ પાંચ ગણી ગયો.

શાન્તાબ્હેને પોતાના પિયરના પ્રવાસીઓને મિષ્ટાન્ન ભોજન ખૂબ આગ્રહપૂર્વક જમાડયું હતું. બધા જ મહેમાનો ખૂબ લહેરમાં હતા. બહાર રખડીને પાન પટ્ટી ખાઇને મોંમાંથી સિગારેટના ધુમાડા કાઢતા પોતાના ઓરડામાં દાખલ થયા ત્યાં તો તેમનું હાસ્ય ઉડી ગયું!

તેમના એકે એક સાધનનો ખુરદો નીકળી ગયો હતો અને તેમની અત્યાર સુધીની બધી જ મહેનત પાણીમાં ગઇ હતી. તેમાંનો એક નાયક જેવો હતો તે ગુસ્સે થઇને બોલ્યો:

'આટલા માટે જ આપણને મિષ્ટાન્ન જમાડયું હતું કે!' તેમણે બધાએ ભેગા મળીને બીજે દિવસે ત્યાંથી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો.

ઓરડામાં ધમ પછાડા થતા સાંભળીને શાન્તા દોડી આવી અને તે ઓરડામાં દાખલ થતાં જ સ્તબ્ધ થઇને ઉભી રહી! માંડ સ્વસ્થતા પ્રાપ્ત કરીને તે બોલી, 'માફ કરજો ભાઇ, તમને આવું નુકશાન કોણે કર્યું?'

'બીજા વળી કોણે, તમે કે તમારા ઘરના

માણસોએ.' પ્રવાસી એકી સાથે બોલી ઊઠયા.

એટલામાં જ લાલો અંદર દાખલ થયો અને બોલી ઊઠયો: 'અમે શા માટે તમને નુકશાન કરીએ! તમે બારી ખુલ્લી રાખી ગયા હશો ને કોઇ બદમાશે બારીમાંથી આવીને આવું કર્યું હશે! અરે વાંદરા કેમ નહિં આવ્યા હોય!'

મહેમાનોને આ સાંભળતાં હસવું આવ્યું અને તેમાંનો એક બોલ્યો: 'તે તમારે ત્યાંના વાંદરા એટલા બધા તોફાની છે કે આટલું બધું નુકશાન કરે!'

'હા, હા, કેમ નહિં! કેમ બા! તે દિવસે મહારાજે રોટલીનો લોટ બાંધ્યો હતો તેનો આખો ને આખો પીંડો વાંદરો ઉઠાવી નહોતો ગયો?' લાલાએ પોતાની બાને પૂછ્યું.

'હા, ભાઇ હા. પણ વાંદરા ઘરમાં આવીને કૅમેરા અને નકશા નહિં ફાડી નાખે!' એક પ્રવાસી ચીઢાઇને બોલ્યો.

મહેમાનોના ઓરડામાં ઘોંઘાટ થતો સાંભળીને લાલાની બહેન, ભાઇ અને બાપા પણ અંદર દોડી આવ્યા અને બધો દેખાવ જોઇ સડક થઇ ગયા.

લાલાના બાપે પૂછ્યું: 'તમે અંદરો અંદર લડીને શા માટે આ બિચારી નિર્જીવ વસ્તુઓ

પર રીસ કાઢી ?'

'કોણે અમે ?' મહેમાનો નવાઇ પામી એકી સાથે બોલી ઊઠ્યા.

'ત્યારે કોણે ?' લાલાના બાપે પૂછ્યું.

'તે અમે શું જાણીએ! આવી રીતે અમને ઘરમાં બોલાવી મિષ્ટાન્ન જમાડીને આમ નુકશાન કરવું અને પાછી અમારા પર જ શિરજોરી કરવી કેમ?' મહેમાન તડુકી ઉઠ્યા. 'કાલે સવારે અમે તમારા ઘરમાંથી ચાલ્યા જઇશું.' તેમના સરદારે પોતાનો નિશ્ચય જાહેર કર્યો.

શાન્તાએ તેમને રોકાઇ જવાને ખૂબ આગ્રહ કર્યો પણ તેમણે પોતાનો નિશ્ચય ફેરવવા ચોકખી ના પાડી એટલે લાલાના બાપ બોલ્યા: 'શાન્તા! એમને જવું જ હોય તો પછી ભલે જતા!' તે પછી બહારથી ખિન્ન ચહેરો બતાવતા પણ હૃદયમાં રાજી થતા તે પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. મહેમાનો પોતપોતાનો સરસામાન પેક કરવાની પ્રવૃત્તિમાં પડી ગયા એટલે ઘરના બધા વેરાઇ ગયા.

તેજ દિવસે મોડી સાંજે લાલાએ મકાનના પાછલા ભાગમાં જ્યાં એક નાનકડો તબેલો હતો અને જ્યાં મહેમાનોની સાયકલો હતી ત્યાં પાછી

વાનરસેનાની સભા ભરી હતી અને પ્રત્યક્ષ પ્રમાણ સાથે પોતાનું સાયકલ વિષેનું જ્ઞાન આપતો હતો. હૅન્ડલ કોને કહે, પૅડલ કોને કહે, સાયકલ કેમ ચાલે એ બધું તેમને સમજાવતો હતો એટલામાં તેને યાદ આવ્યું કે રબરની ટયુબમાં હવા કેમ રહે છે તે વાત તો એ તદ્દન ભૂલી ગયો તેથી એણે ટયુબમાંથી હવા કાઢી નાંખી અને ટાયરમાંથી ટયુબ ખેંચી કાઢીને બધાને બતાવીને કહ્યું : ' આ ટયુબ રબરની બનેલી હોય છે. પમ્પ વડે તેમાં હવા પૂરાય છે. અને હવા પૂરાય એટલે તે ફૂલે છે ' અને પ્રયોગ દ્વારા તે બતાવવા માટે એણે ટયુબને પમ્પ લગાડીને પમ્પ મારવાની શરૂઆત કરી. ટયુબ ફૂલીને લાંબા ફુગ્ગા જેવી ગોળ થઇ એટલે બધા પોતાની આંગળીઓ ઘોચવા મંડ્યા. કોઇ તેને દબાવવા લાગ્યા અને આમ ટયુબ પર જુદી જુદી રીતે આક્રમણ થવા લાગ્યા.

એવામાં એક અટકચાળાએ ટયુબમાં કાંટો ખોસી દીધો એટલે ફૂસ કરતી ટયુબ બેસી ગઇ. લાલાએ ટયુબને ટાયરમાં નાખી દઇ પકડાઇ ન જવાય તે માટે ઠીકઠીક કરી દીધું.

તે રાત્રે જમીને બધા મહેમાનોના ઓરડામાં

એકઠા થયા અને ગપ્પા મારતા હતા ત્યાં વાત-ચાતમાં વિંછીની વાત નીકળી. લાલાના બાપ બોલ્યા : 'અમારે ત્યાં વિંછીનો ખૂબ ઉપદ્રવ છે છે. સાપ તો કોઇ કોઇ વખત જ દેખાય છે પણ વિંછી અવારનવાર દેખાયા કરે છે.'

'હેં શું કહ્યું ! તમારા ગામમાં ખૂબ વિંછી થાય છે !' મહેમાનો પૈકી એકે કહ્યું.

'હા ભાઇ ! અમારે ત્યાં વિંછી પુષ્કળ થાય છે. ગયા રવિવારે રાત્રે મને વિંછી કરડ્યો હતો અને આખી રાત વેદના ભોગવવી પડી હતી. વિંછીના ડંખની વેદના તો જેણે સહન કરી હોય તેને જ ખબર પડે !' શાન્તા બોલી.

એટલામાં લાલો વાતની વચ્ચે ટપકી પડતાં બોલ્યો : 'મામા, ( મોસળના હોવાથી એ પ્રમાણે કહેવા માટે શાન્તાબ્હેને લાલાને કહી રાખ્યું હતું. ) શી વાત કરૂં ? અમારે ત્યાં મોર વિંછી થાય છે, કાળા વિંછી થાય છે, લાલ વિંછી પણ થાય છે. એ બધામાં સૌથી ખરાબ મોર વિછણ. એના ચટકાની વેદના તો આસમાનના તારા દેખાડે.'

આમ અલકમલકની વાતો ચાલતી હતી ત્યાં લાલો છટકી ગયો ને થોડીવાર પછી પાછો ફર્યો

અને ડાહ્યોડમરો થઇને બેસી ગયો.

સુંદર ચાંદની ખીલી હતી તેથી નદી કિનારે લટાર મારવાની મોજ માણવા માટે મહેમાનો તૈયાર થયા ત્યારે લાલાએ પૂછ્યું : 'મામા! હું સાથે આવુ?'

'આવવું હોય તો ચાલ.' તેમાંના એકે કટાણું મ્હોં કરતાં કહ્યું.

એટલે શાન્તા બોલી ઊઠી, 'લાલા, રાતની વખતે નદી કિનારે રખડવું સારૂં નહિં. શરદી લાગી જાય તો તાવ આવે!'

'ત્યારે તું મામાને કેમ જવા દે છે?' લાલાએ કહ્યું.

'મોટાની વાત જુદી છે.' લાલાના બાપે કહ્યું. અને આંખનો ડોળો લાલા તરફ ફેરવ્યો એટલે એ ચૂપ થઇ બેસી ગયો.

મહેમાનો ઓરડામાંથી નીકળી પરશાળમાં આવ્યા અને બૂટ પહેરવા ગયા ત્યાં તો એકી સાથે બે જણાએ ચીસ પાડી: 'ઓ મારા બાપરે! મરી ગયોરે!'

'શું થયું?' બોલતા બધા દોડી આવ્યા ત્યારે મહેમાનો પગ દાબતા નીચે બેસીને ઉંહકારા કરતા હતા, લાલાના બાપે ફાનસ ઉંચુ કર્યું અને પછી તેમના પગ તરફ નજર કરતાં જ તેમણે કહ્યું :

'વિંછી કરડ્યો લાગે છે.'

લાકડી વતી એમણે બૂટ ઉંધો પાડ્યો કે તરત તેમાંથી વિંછી નીકળી પડ્યો. શાન્તાબાઇ દોડતાં જઇને સાણસી લઇ આવ્યાં એટલે ભાનુ વિંછીને પકડી દૂર ફેંકી આવ્યો. મહેમાનોના પગે કચ-કચાવીને ચીંથરાં બાંધી દીધાં જેથી વિંછી ચઢે નહિં. તે પછી ઘરગથ્થુ ઉપચાર શરૂ કર્યાં પણ વિંછીના ડંખની અસર વધતી જતી હતી તેથી ગાડી જોડાવી તેમાં બન્ને મહેમાનોને બેસાડી વિંછી ઉતારનારને ઘેર લઇ ગયા. તેણે વિંછી ઉતાર્યો અને જરૂરી સૂચના આપીને ઘેર મોકલ્યા. ઘેર શાન્તાબ્હેને છાણાનો શેક કર્યો ત્યારે ધીમે ધીમે મહેમાનોને આરામ થવા લાગ્યો અને એમની આંખ મળી ગઇ. વહેલી સવારે જાગ્રત થતાં જ તેમણે શાન્તાબ્હેનને બૂમ પાડીને બોલાવ્યાં અને કહ્યું કે: 'અમે હવે જઇશું.'

'આજનો દિવસ રોકાઇ જાવ. કાલે જજો એટલે તમને આરામ પણ થઇ જશે.' શાન્તાબ્હેને આગ્રહ કર્યો પણ મહેમાનોને હવે આથી વધુ મુંગો માર ખાવાની ઇચ્છા રહી ન હતી તેથી તેમણે ના પાડી. શાન્તાબ્હેને તેમને માટે ચહા

નાસ્તો મંગાવ્યો અને તેમને તે લેવાને કહ્યું. મહેમાનો ચહા નાસ્તો લઇને તૈયાર થયા એટલે આંખમાં આંસુ આણીને અતિ દર્દ ભર્યા અવાજે શાન્તાએ કહ્યું: 'ભાઇઓ, અહિં તમને ખૂબ તકલીફો વેઠવી પડી છે માટે તમે મને માફ કરજો. ભાઇને કશું કહેશો નહિં એવું હું તમને પગે પડીને કહું છું.'

મહેમાનોને પણ ખાત્રી થઇ ગઇ હતી કે શાન્તા ખરેખર દયાળુ અને સહાનુભૂતિવાળી સ્ત્રી છે તેથી તેમણે કહ્યું: 'શાન્તાબ્હેન, એમાં તમારો દોષ! દોષ અમારા નસીબનો! તમે ખોટું લગાડશો નહિં!'

આમ શિષ્ટાચાર કરી તેમણે રજા લીધી અને બોલ્યા: 'અરે પણ ભાણાભાઇ ક્યાં ગયા?' અને એમ કહી ખીસ્સામાંથી બે રૂપિયા કાઢ્યા.

'ના, એવું કાંઇ આપવા બાપવાનું નથી. એ તો હજી સૂતો હશે.' શાન્તાએ કહ્યું.

પણ લાલાના કાન આ વાતચીત સાંભળતા હતા. મળેલી તકનો લાભ ગુમાવે એવો લાલો ન હતો તેથી ફલાંગ મારતો તે દોડી આવ્યો અને બોલ્યો: 'શું કહો છો મામા?'

અને મહેમાને બે રૂપિયા લાલાના હાથમાં મૂકયા એટલે એ બોલ્યો, ‘આવજો હો મામા. આ વખતે તો તમે બહુ હેરાન હેરાન થઇ ગયા પણ હવેની ફેરી તમને બિલકુલ તકલીફ નહિ પડે!’

‘હા, ભાઇ હા.’ મહેમાન બોલ્યા અને ઘર બહાર નીકળી વાડા તરફ ગયા. સાયકલો બહાર કાઢીને તેના પર સવારી કરવાની તૈયારી કરી ત્યારે જ તેમને ખબર પડી કે સાયકલમાં પંક્ચર પડયાં છે. તેથી તેમણે કપાળ કૂટયું અને હાથે સાયકલો દોરતા ધીમે પગલે બહાર નીકળ્યા.

‘કેમ મામા! સાયકલ દોરીને લઇ જાવ છો? એના પર બેસીને જાવને!’ લાલો હાથમાંના બે રૂપિયા ખખડાવતો દરવાજા સુધી વળાવવા આવ્યો હતો તે બોલ્યો.

‘અમારા પગ દુખે છે ભાઇ, એટલે અમે બેસતા નથી.’

‘ઉભા રહો ત્યારે હમણાં જ હું ગાડી જોડાવીને લાવુ છું.’ કહેતો લાલો ઘરમાં દોડયો. લાલાના બાપ બારીમાં ઉભા ઉભા બધું જોતા હતા તેમણે હવે વિદાય વખતે પણ વિવેક કરવો જોઇએ એમ ધારી નીચે આવ્યા અને ગાડી જોડાવરાવી ને

બધા મહેમાનોને બેસવા કહ્યું.

મહેમાનોએ પણ જોયું કે સ્ટેશન સુધી પહોંચવા માટે પણ પગ ચાલે તેમ નથી એટલે તેઓ ગાડીમાં બેસી ગયા એટલે લાલાના બાપે કહ્યું:

'તમારી સાયકલો હું ગાડામાં સ્ટેશને પહોંચતી કરૂં છું. ફિકર કરશો નહિં. લ્યો ત્યારે જય જય! તમારી વધુ સેવા કરવાનો લાભ અમને નહિં મળ્યો તેથી તમારી માફી ચાહું છું.' વગેરે શિષ્ટાચારના શબ્દો મીઠી જબાનથી લાલાના બાપ બોલ્યા અને આવજો આવજોના અવાજો સાથે મહેમાનોને લઇને ગાડી ઉપડી ગઇ એટલે લાલાના બાપ પોતાના ઓરડામાં ગયા. તરત જ લાલાને બૂમ મારી પોતાની પાસે બોલાવ્યો અને બોલ્યા, 'બેટા! તે દિવસે તું મને કહેતો હતો ને કે તારે એક ફૂટબોલ જોઇએ છે તો તું તારે જોઇએ તેવો એક સારો ફૂટબોલ બજારમાંથી લેતો આવજે. કેટલાકનો ફૂટબોલ આવે છે?'

'બાપા, છ સાત રૂપિયાનો સારો આવે.' લાલો બોલ્યો.

'લે ત્યારે આ દશ રૂપિયા,' લાલાના હાથમાં પૈસા મૂકતાં એના બાપે કહ્યું.

અને લાલો તરત જ બીજખાની ઉડાવવા, અને ફૂટબોલ ખરીદવા બજારમાં ઉપડી ગયો. લાલાના બાપ એમ તો કાંઇ વરસી જાય તેવા ન હતા પણ



એમની ચાણાક્ય બુદ્ધિ સમજી ગઇ કે મહેમાનોની વિદાયગીરીનું કામ લાલાને જ આભારી છે અને તેથી તેના કામનો બદલો તેને કેમ ન મળે?



## લાલાની લડાઈ !

ઉનાળાના તહેવારોની છ અઠવાડિયાંની લાંબી રજાઓ હતી. રજાઓ એટલે રમવા માટેની પૂરેપૂરી સ્વતંત્રતા પણ રમત ગમત સાથી વિના રમવી કોની સાથે? એ લાલાના મનમાં મોટો કોયડો હતો. કારણ કે લાલાના ઘણા ખરા મિત્રો એક કે બીજા બ્હાને બહારગામ ગયા હતા.

કોઇ એને મોસાળ ગયું હતું તો કોઇ એના માબાપ સાથે હવા ખાવા આબુ ગયું હતું તો કોઇ ડુમસના દરિયે હવાફેર ગયું હતું એટલે લાલાની નાનકડી દુનિયા એને તો સાવ સૂની લાગતી હતી.

એક હાથે કાંઇ તાળી પડે? એકલાથી કાંઇ

રમી શકાય? નવરા બેસતાં એને કંટાળો ઉપજ્યો. તેથી શુન્યમનસ્ક ચિત્તે એચડુીના ખીસ્સામાં હાથ ઘાલી ડોલતી ચાલે ગામમાં રખડવા નીકળી પડ્યો. ગામ બહાર હમણાં નવાં નવાં મકાનો બંધાતાં જતાં હતાં અને તેમાં અવનવા માણસો રહેવા આવતા હતા. થોડીક વાર બંગલાઓના રહેવાસીઓ તરફ આમતેમ શંકાભરી નજર ફેંકીને એ આગળ ધપ્યો.



વલ્લભકાકાની વાડીએ એ જયારે પહોંચ્યો ત્યારે એના આનંદ વચ્ચે એણે ત્યાં કાંઇક પ્રવૃત્તિ થતી જોઇ એટલે એણે ત્યાં ડોકિયું કર્યું. શહેરના વિદ્યાર્થીઓને ગ્રામ્યજીવનનો પરિચય કરાવવા માટે કેટલાક પ્રચારકોના પ્રયાસ ચાલતા હતા. શહેરના અશુદ્ધ વાતાવરણ, એકધારી અને નિરસ પ્રવૃત્તિમાં કાંઇક ચપળતા લાવવા માટે કેટલાક ઉત્સાહી કાર્યકરોએ

આમ ક્રિડામંડળની સ્થાપના કરી હતી. તે લોકો વિદ્યાર્થીઓને રજાઓમાં આસપાસનાં ગામડાંઓમાં હવાફેર લઇ જતા, તેમને માટે રમત ગમતનાં સાધનો રાખતા. ખાનપાન માટે ગામડાનાં શુદ્ધ દૂધ, ઘી અને તાજગીભરી હવાથી બાળકો રૂષ્ટપુષ્ટ બનીને ઘેર પાછાં ફરતાં તેમનાં માબાપોને પણ આનંદ થતો. આવું એક ક્રિડામંડળ લાલાના ગામમાં આ ઉનાળાની રજામાં આવ્યું હતું. વલ્લભકાકાની વાડીને દરવાજે 'ગુજરાત ક્રિડામંડળ—સૂરત વિભાગ' એવું પાટિયું લટકતું હતું. વાડીમાં આંબાઓના વિશાળ વૃક્ષો નીચે નાના મોટા અનેક તંબુઓ લાગી ગયા હતા. કેટલાંક બાળકો દોરડાં કૂદતાં હતાં તો કેટલાંક ભમરડા ફેરવતાં હતાં અને કેટલાંક ગીલ્લી દંડા રમતાં હતાં. આમ સૌ સૌની રૂચી પ્રમાણે મસ્ત હતા.

લાલાને મન થઇ આવ્યું કે પોતે પણ અંદર જઇને પોતાનો હાથ બતાવે. પણ બહાર પાટિયા પર સ્પષ્ટ સૂચના હતી કે: 'રજા સિવાય કોઇએ અંદર આવવું નહિં.' એટલે એ નિરૂપાય હતો. નહિં તો કચકચાવીને એકાદ ટોલ્લો લગાવી-ગીલ્લીને આસમાનમાં ચડાવી બધાને દાંતમાં

આંગળાં ઘલાવવાં કે ભમરડાની આરના એકાદ એ ગોચ્ચાથી સામાવાળાના ભમરડાના ફાડચા ઉડાવી દેવા માટે એના હાથમાં ચેળ આવતી હતી.

જમવાનો વખત થવા આવ્યો હતો અને ઉનાળાનો તાપ પણ તપવા લાગ્યો હતો એટલે લાલાએ પોતાનાં પગલાં ઘર તરફ પાછાં વાળ્યાં. પાછા વળતી વખતે એની ટેવ પ્રમાણે એણે આસપાસના બંગલાઓમાં નજર નાખવા માંડી. એની અજાયબી વચ્ચે જ્યારે એ સવારે નીકળ્યો ત્યારે જે મકાન ખાલી જણાતું હતું ત્યાં આજે બાગમાં ક્રિકેટનું બૅટ અને બૉલ, ફૂટબૉલ અને એવાં બીજાં લલચાવનારાં રમતનાં સાધનો જોતાં એની દાઢ સળકવા લાગી.

ત્યાં કોણ રહેવા આવ્યું હશે? એ બૉલ બૅટ કોનાં હશે? વગેરે વિચારો એણે કરવા માંડ્યા. ભલે એ છોકરો દોસ્ત હોય કે દુશ્મન પણ ખરેખર એ ભાગ્યશાળી હતો કારણ કે એનાં માબાપ એને આવાં સારાં સારાં રમતગમતનાં સાધનો આપતાં હતાં, એવો એને વિચાર આવ્યો અને તેની સાથે પોતાની સરખામણી કરતાં જ એની આંખનો ખૂણો ભીનો થયો. જમવાનો વખત થઇ

ગયો હતો અને પેટમાં કુરકુરિયાં બોલતાં હતાં છતાં એ ભાગ્યશાળી બાળક કોણ હશે તે જાણવાની ઈંતેજારી ખાતર એણે ત્યાં ટહેલવાનુ ચાલુ રાખ્યું. પણ આજે એના નસીબે એને યારી આપી નહિં. એ નિરાશ થયો અને આખરે ઘર તરફ ચાલ્યો ગયો.

જમીને તરત જ બહાર નીકળવાને એને બહુ મન હતું પણ એમ ધોમ ધખતા તાપમાં કોઈ એને બહાર નીકળવા દે તેમ ન હતું, તેથી એણે બપોરની ચહા પીને તરત જ નીકળવા માટે નિશ્ચય કર્યો. તે પ્રમાણે એ જ્યારે પેલા બંગલા પાસે પહોંચ્યો ત્યારે એના આનંદ વચ્ચે તે બંગલો માણસોથી ભરેલો લાગ્યો. એણે બારીમાં નજર કરી તો ત્યાં એનાથી સહેજ મોટી વયનો એક છોકરો બેઠેલો જણાયો. છોકરાનાં કપડાં અપ-ટુ-ડેટ હતાં. એની આંખો અને વાળ ભુરિયા હતા. એ શરીરે અલમસ્ત લાગતો હતો.

લાલો એની સામે થોડીવાર તાકી રહ્યો. એને માપી જોતાં લાલાને લાગ્યું કે ભલે ને એ જાડો મોટો લાગતો હોય પણ એને તો હું સહેજમાં પહોંચી વળીશ. પેલા છોકરાનું એના તરફ

ધ્યાન હતું નહિં તેથી એણે બીજે દિવસે એને ફસી જોવાનો નિશ્ચય કર્યો અને આગળ ચાલતી પકડી. આગળ અને આગળ એ ચાલતો હતો ત્યાં બાજુના બંગલામાંથી એક છોકરી દોડતી દોડતી બહાર આવી અને બોલી 'એ ઇ છોકરા!'

લાલાએ પણ એવાજ તોરથી 'એ ઇ છોકરી' કહ્યું અને તેની સામે જોયું.

'તારૂં નામ શું છે?' છોકરીએ પૂછ્યું.



'લાલો. પણ તારૂં નામ શું છે?'

'કોનુ મારૂ? યશોધરા!'

લાલાને અબલા જાત તરફ નફરત હતી એમ કહીએ તો ચાલે. પણ હમણાં એ સોબતી વિનાનો હતો તેથી 'ન મામા કરતાં કહેણો મામો સારો' એમ વિચારી એ ત્યાં થોભ્યો.

છોકરી શહેરી હતી અને એની પાસે ચૉકલેટ અને પીપરમીન્ટ હતી તે ચાવતી હતી. છોકરીએ ફરાકના ખીસ્સામાં હાથ નાંખીને થોડીક ચૉકલેટ અને ગોળીઓ બહાર કાઢી લાલા સામે ધરી અને કહ્યું, 'લે. ખાવી છે!' લાલાના મ્હોંમાં પાણી છૂટવા માંડયું અને એણે હાથ લંબાવીને બધી ચૉકલેટ ને ટીકડીઓ લઇ લીધી અને ચપોચપ મ્હોંમાં નાખી પૂરી કરવા લાગ્યો.

આવી રીતે જંગલી જનાવરની માફક એને ઝડપ ભેર ચૉકલેટો ચાવી જતો જોઇને પેલી છોકરી બોલી, 'અરે લાલા! ચૉકલેટ ચાવી નહિં જવાય પણ ધીમે ધીમે ચૂસીએ તો એની અંદરથી અવનવા સ્વાદ આવે!'

પણ લાલાએ તરત જ જવાબ આપ્યો, 'એમ આખો વખત જીભને આમતેમ ફેરવ્યા કરવાની મને ટેવ નથી. હું તો એક્કે તડાકે ઉડાવી જવામાં માનવાવાળો છું.'

બંગલો નવો જ બંધાએલો હતો તેથી એની આસપાસ બગીચો બરાબર બન્યો ન હતો. એ જોઇ લાલાએ પૂછ્યું, 'અરે યશુ! તારા બંગલાની પાછળ પણ બાગ છે કે?'

યશોધરાને પોતાને બોલાવેલ લાડીલા યશુ નામથી ખૂબ ગમ્યું અને તેથી એ બોલી, 'ના રે ભાઇ, જેમ આગળ ઉજ્જડ બાગ છે તેમ પાછળ પણ છે. પણ અમારો માળી ખૂબ હોંશિયાર છે તે થોડા દિવસમાં સરસ બગીચો બનાવશે પછી તું જોજે તો ખરો!'

લાલાને બગીચામાં રસ ન હતો. એનો સ્વભાવ ભાંગફોડીઓ હતો એટલે એ તરત જ બોલી ઉઠયો, 'કેમ આ શું ખોટો છે! મને સમજ પડતી નથી કે લોકો શા માટે બગીચામાં ઘાસ અને ફૂલછોડ ઉછેરે છે! જો મારી પાસે બાગ હોય તો હું એના એકેએક ઝાડને ખેદાન મેદાન કરીને રમતનું મેદાન બનાવું'

યશોધરા ચકિત નયને આખાબોલા લાલા સામે પળવાર જોઇ રહી, અને પછી પૂછ્યું: 'લાલા, તારે અમારા મકાનનો પાછલો ભાગ જોવો છે?'

'હા, હા, જરૂર.' લાલાએ કહ્યું:

અને યશોધરા જ્યારે લાલાને પાછલા વાડામાં લઇ ગઇ ત્યારે એના આનંદનો પાર રહ્યો નહિં. કારણ કે વાડામાં ચારેકોર અવ્યવસ્થાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. નકામા ખોખાઓના ગંજ ખડકેલા હતા અને તેની પાછળ સંતાકુકડી રમવાની કેવી મઝા પડે એનો વિચાર આવતાંજ લાલાના ચહેરા પર મુશ્કરાટ વ્યાપી ગયો. યશોધરા લાલાના ચહેરા પરના ભાવો વાંચતી ઉભી હતી. તેણે તક જોઇને હવે કહ્યું: 'લાલા, તારે જ્યારે પણ રમવાનું મન થાય ત્યારે ખુશીથી અહિંયાં રમવા આવજે.'

લાલાને તો ભાવતું હતું અને વૈદે કહ્યા જેવું થયું પણ પળવારને માટે એને શંકા આવી.

લાલાને ખબર ન હતી કે શા માટે યશોધરા એના પર વહાલનો વરસાદ વરસાવે છે. યશોધરાને લાલાનો ઉપયોગ કરવો હતો કારણ કે પેલા જાડા ભુરિયા છોકરાએ એની સાથે દોસ્તી કરવાની ના પાડી હતી તેનું એને વેર લેવું હતું. આ રીતે પોતાનું કાર્ય સાધવાને લાલાનો ઉપયોગ કરવાનો એણે નિશ્ચય કર્યો. એને લાલા પ્રત્યે ખાસ કાંઇ લાગણી ન હતી પણ સ્ત્રીસહજ સ્વભાવની કિનાખોરી ખાતર એક નાની બાળામાં રહેલા ભાવો

જાગૃત થયા હતા. લાલાનો સાથ શોધવાની પાછળ એની મનોવૃત્તિ પેલા ભુરિયાની આંખમાં અદેખાઇની આગ સળગાવી તેને પોતાની તરફ આકર્ષવા ચૂરતી હતી.

લાલો આવી બધી આંટીઘુંટીથી સાવ અજાણ હતો. એ સાથી વિહોણો હતો એ એકજ કારણે એણે આ છોકરીની સોબત સ્વીકારી હતી.

લાલા અને યશોધરાએ એક નાનકડું ખોખું લઇને થોડી ઘણી અફાળફૂટ પછી તેને હોડી જેવો ઘાટ આપ્યો અને પછી ફુવારામાં તેને તરાવીને આનંદ મેળવ્યો. પછી એને ભીલકુમાર બનવાનું મન થયું એટલે એણે થોડી કોલસાની ભુકી પાણીમાં મેળવીને મ્હોં પર અને હાથે પગે લગાડી-ને એ ભીલકુમાર બન્યો. શહેરી યશોધરાને આવા પ્રકારની રમતોનો ખ્યાલ ન હતો એટલે એ તો હરખથી ગાંડી ગાંડી થઇ ગઇ.

ભીલકુમાર તરીકે એ જાણે જંગલનો રાજા હોય તેમ ઝાડ પર ચપળતાથી ચઢી ગયો અને ત્યાંથી એક ડાળી પરથી બીજી ડાળી પર કૂદીને યશોધરાને એણે ચકિત કરી નાંખી. પછી એને સરકસના રીંગ માસ્તર થવાનું મન થયું અને તે

વિચાર મનમાં આવતાં જ એણે કેટલાંક ખોખાંઓ-નો ફેરફાર કરી નાંખી તેમને સરકસના સિંહના પાંજરા માફક તેણે ગોઠવી દીધાં અને પછી હાથમાં એક સોટી લઇને રીંગ માસ્તરની જેમ હવામાં વિંઝતો સિંહને ડરાવતો ગભરાવતો હોય અને તેની પાસે કામ લેતો હોય તેવો આબાદ દેખાવ કરીને એણે યશોધરાને આંજી નાંખી! આવા આવા દેખાવોથી યશોધરાની ખાત્રી થઇ ગઇ કે લાલો ખરેખર ઘણો બહાદુર છે!

'યશુ, હું કોઇથી બિલકુલ ડરૂં એવો નથી. આખા ગામનાં છોકરાંઓનો હું સરદાર છું સરદાર!' છાતી ઠોકીને લાલાએ કહ્યું અને યશો-ધરાની આંખ તરત જ ચમકી ઉઠી.

'તે શું તું લડી પણ શકે છે?' એણે પૂછયું.

લાલો ખડખડાટ હસી પડયો અને બોલ્યો: 'શું કહ્યું? લડવાનું? અને તે મારે? અરે આવી જાયને ગમે તે મારી સામે! એક ચપટી-માં ચોળી નાખું! શું સમજી!'

'તે શું તું દરરોજ લડે છે?'

'શું બોલી? દરરોજ? દરરોજ શું દહાડામાં

દશવાર લાલો લડે નહિં તો એનું પેટ ચઢે!'

'તું મારે ખાતર કોઇની સાથે લડે ખરો?'

'હા! હા! એમાં તે શી મોટી વાત છે? ગમે તેની સાથે!'

'તું ભદ્રાયુ સાથે લડશે?'

યશોધરા પેલા ભુરિયા છોકરાનું નામ તો જાણતી ન હતી પણ એણે એનું નામ બોલતુ સાંભળ્યું હતું.

'તે એણે તારૂં શું બગાડયું છે તે તો કહે!'

'તે તારે શી પંચાત છે! કેમ બીક લાગે છે!'

'અરે ડરે તે બીજા! આ લાલો કોઇથી ડરે નહિં! સમજી કે!'

'ત્યારે તારે ભદ્રાયુ સાથે લડવાનું છે અને તે પણ ત્રણ દિવસમાં જ. શું સમજ્યો?'

'હા, હા. જરૂર!'

'તું કહે છે તેમ બરાબરનો સ્વાદ તારે ભદ્રાયુને ચખાડવાનો છે! ચખાડીશ ને?

લાલાને એકની એક વાત અનેકવાર સાંભળ-વાનો કે કહેવાનો ખૂબ કંટાળો આવતો હતો તેથી લપ ટાળવાને માટે એણે કહ્યું: 'હવે તો મને ખૂબ મોડું થયું છે. કાલે વળી પાછો તને

મળું ત્યારે એ તારો ભદ્રાયુ ફદ્રાયુ બતાવજે એટલે એને રબરના ફુગ્ગાની જેમ ફૂલાવીને પછી ચપ્પટ બનાવી દઇશ !'

'ત્યારે કાલે તું ચોક્કસ આવીશ ને?'

'હા, ભાઇ હા.' કહેતાં લાલાએ બહાર દોટ મૂકી. આ છોકરીની વિચિત્ર માગણીએ લાલાને વિચાર કરતો કરી મૂક્યો. રમત ગમતની વિવિધતાની દ્રષ્ટિએ યશોધરાનો વાડો આદર્શ હતો. એ બાબતની ના નહિં પણ....પણ. પેલા જાડા ભુરિયા ભદ્રાયુ સાથે બાથંબાથા કેવી રીતે કરવી એ વિચાર આવતાં જ એનું મ્હોં પડી ગયું પણ પછી તરત જ 'દેખા જાયગા' એમ મન મનાવીને એણે જમવાનું ઝટપટ પતાવી દીધું અને તરતજ ઘર બહાર નીકળી પડ્યો.

એ વલ્લભકાકાની વાડીએ આંટો મારવાના વિચારે તે તરફ ગયો પણ એણે નિરાશા વચ્ચે જોયું કે હજી કોઇ ત્યાં ફરક્યું નથી. એટલામાં જ સામી બાજુથી એણે પેલા જાડા ભુરિયાને આવતો જોયો અને સ્વાભાવિક રીતે જ એણે કહ્યું: 'કેમ અલ્યા, તું અહિં ક્યાંથી?'

'તેની તારે શી પંચાત છે?' જાડાએ તોરમાં

જવાબ આપ્યો.

'પણ તારૂં નામ શું છે તે તો કહે?' લાલાએ કહ્યું.

પેલાએ તરત જ જવાબ આપ્યો. 'પહેલાં તારૂં કહે પછી હું મારૂં કહીશ.'

'મારૂં નામ તો છે લાલો. બોલ હવે તારૂં નામ.' લાલો બોલ્યો.



'મારૂં નામ? મારૂં નામ તો છે ધનસુખ!'

પેલાએ કહ્યું અને લાલાને આ છોકરો ભદ્રાયુ નથી એમ માલમ પડતાંજ એણે છૂટકારાનો દમ ખેંચ્યો. એને એની સાથે દોસ્તી બાંધવામાં કશી અડચણ જેવું જણાયું નહિં અને બાળ સ્વભાવ પ્રમાણે આપસ આપસમાં થોડીક વાતચીતની આપલે પછી બેઉ જીગરજાન દોસ્તો બની ગયા. પણ લાલાને ખબર ન હતી કે ધનસુખ એજ ભદ્રાયુ હતો.

ધનસુખ નામથી એના પિતા એને સંબોધતા હતા પણ એના મોસાળમાં એને ભદ્રાયુ કહેતા હતા એટલે એની મા એને ભદ્રાયુ જ કહેતી હતી. ઘણીવાર એના નામ માટે એનાં માતાપિતા વચ્ચે ખેંચાખેંચ થતી. ધનસુખને પોતાને ધનસુખ નામ ગમતું અને તેથી તે પ્રમાણે એ પોતાની જાતને ઓળખાવતો હતો.

અને પછી તો બન્ને મિત્રો આસપાસનાં જેટલાં જોવા લાયક સ્થળો હતાં તે બધે ફરી વળ્યા. લાલાએ પોતાની રમત ગમતનાં બધાં સ્થાનો લહેજતદાર લટકાથી સમજાવ્યાં અને આ રીતે બન્ને એક થઇ ગયા.

'ચાલ દોસ્ત! મારે ત્યાં કુરકુરિયાં જોવા આવે

છે?' લાલાને આમંત્રણ આપતો ધનસુખ બોલ્યો.

લાલો પળવાર વિચારમાં પડી ગયો પણ તરત જ બોલ્યો, 'પણ તારી પાસેના ઘરમાં બીજો કોઇ છોકરો તો રહેતો નથી ને?'

'ના, કેમ! તેનું તારે શું છે? એ જ સાળી મુશીબત છે. જ્યાં જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાં બધાં મોટેરાંઓ જ જણાય છે અને મને તેથી ખબ કંટાળો આવે છે. પણ તેનું શું થાય? હાં, તું મારાં કુરકુરિયાં જોવા આવે છે કે નહિં તે તો કહે. એક કાબરચીતરૂં કુરકુરિયુ તો એવું મઝાનું છે એવું મઝાનું!' અને આગળ બોલવાના એને શબ્દો જડયા નહિં.

કુરકુરિયાં સાથે ગેલ કરવાની લાલચ લાલાને મોટી હતી પણ કદાચ પેલી અડપલી અને બટક-બોલી છોકરી એને જોઇ જાય તો! પણ શી ફિકર છે તેની! એ વિચારે એણે મન મનાવી લીધું અને તેથી એ તરત જ બોલ્યો, 'હા હા, કેમ નહિં. મને તો કુરકુરિયાંનું વાઉ વાઉ ખૂબ ગમે છે.'

પણ એની અજાયબી વચ્ચે ધનસુખને બંગલે જતાં જ પેલી છોકરી એના પોતાના બાગને દરવાજે મળી. લાલાએ એની સામે જોયું ન જોયું

કર્યું કારણ કે ધનસુખે તો એ છોકરી સામે જોયા વિના જ આગળ ચાલવા માંડયું હતું એટલે લાલાએ પણ તેની પાછળ જ પોતાનાં પગલાં પાડવા માંડ્યાં તેટલામાંજ યશોધરા બોલી ઉઠી, 'પેલો જાય ભદ્રાયુ, હવે તો એને ઓળખ્યો ને? એની સાથે તું કેમ લડતો નથી?'

'કયાં છે તારો ભદ્રાયુ?' લાલાએ ચીડાઇને પૂછયું.

ધનસુખ તરફ આંગળી બતાવી તરત જ એ બોલી ઉઠી. 'કેમ દેખાતું નથી? પેલો તારી સાથે હતો તે!'

'અરે ચાલ ચાલ છોકરી! બીજાને બનાવજે.' લાલાએ તરત જ છોકરી તરફ તિરસ્કારભરી દૃષ્ટિ નાખી કહ્યું.

'કેમ?'

'તે એનું નામ તો ધનસુખ છે ધનસુખ!'

'એ ધનસુખ હોય કે ભદ્રાયુ મારે નામની સાથે કામ નથી. તારે એની જ સાથે લડવાનું છે હોં કે!'

'શું બોલી? એની સાથે?' લાલો બોલ્યો. તે પછી થોડે દૂર ઉભા રહીને તમાશો જોતા

ધનસુખ તરફ ફરીને લાલાએ પૂછ્યું: 'તું તે ભદ્રાયુ છે કે ધનસુખ?'

'એક રીતે ભદ્રાયુ પણ ખરો અને ધનસુખ પણ ખરો?' પેલો બોલ્યો.

એ સાંભળતાં જ યશોધરા પગ પછાડતી બોલી: 'લાલા! તારે એની સાથે લડવાનું છે!



તેં મને વચન આપ્યું છે કે તું એની સાથે લડશે. હવે તું ફરી જાય તે ચાલશે નહિં. તું જ કહેતો હતો ને કે એવા જાડા-પાડાથી તું ડરતો નથી. તું બાયલો છે બાયલો! તને એ જાડિયાની

બીક લાગે છે બીક !'

તેજીને ટુંકારો લાગતાં જ તે ચમકી ઉઠે તેમ લાલો ઉત્તેજીત થઇને બોલી ઊઠ્યો. 'ફરીવાર બાયલો કહ્યું તો તારી બત્રીશી તોડી પાડીશ. સમજી ચાંપલી! એના જેવા સાત જાડિયાથી ડરૂં એવો હું નથી સમજી કે !'

'તો તો લડતો કેમ નથી? મારી સામેજ લડને! જા જા એકવાર નહિં પણ સાડી સત્તર વાર બાયલો છે બાયલો!' યશોધરા લાલાના તરફ ક્રોધ અને આંસુ ભરી આંખે જોતી બોલી. લાલાના ક્રોધની પારાશીશી ઉંચે ચડી તો ગઇ પણ એવી છોકરીને મારવાથી તો એની હાંસી થશે એવો વિચાર આવતાં જ એ ત્યાંથી ફરી ગયો અને ધનસુખ તરફ જઇને બોલ્યો :

'કેમ આવી જવું છે સામ સામે!'

'ભલે જેવી તારી મરજી.' ધનસુખ બોલ્યો અને લાલાએ ડાબા હાથની લપડાક ધનસુખને ચોડી દીધી કે તરત જ ધનસુખે પણ પોતાની મુક્કી એવી કચકચાવીને લાલાને મારી કે લાલો રસ્તામાં ગબડી પડ્યો. એ તરત જ ઉઠીને ઉભો થયો અને એણે પોતાનું માથું ધનસુખના પેટમાં

જોરથી માર્યું. પણ ધનસુખ ઉંમરે મોટો અને કૌવતમાં વધુ હતો તેથી એણે વળતો ઘા એવો તો કચકચાવીને માર્યો કે લાલાની નસકોરી ફૂટી અને લોહીની ધાર થઇ. નસકોરી ફૂટતી જોઇને ધનસુખે કહ્યું: 'કેમ હજી વધુ સ્વાદ ચાખવો છે!'

'ના, ના આટલો જ બસ છે.' લાલાએ કહ્યું.

અને પછી યશોધરા તરફ ફરીને આંખનો ઇશારો કર્યો કે હવે તો બસ થયું ને! પણ તે બોલી ઉઠી:

'કેમ તું તો કહેતો હતો ને કે મારી મારીને એનો તું અડદાવો કાઢી નાખશે. આ તો તેં પોતે જ મેથીપાક ખાધો! તું તો ફોદો છે ફોદો!' એમ કહી નાક ચઢાવતી એ પોતાના બાગમાં દોડી ગઇ.

'અલ્યા, પણ આ છે શું બધું?' અત્યાર સુધી અજાયબીમાં ગરકાવ થયેલા ધનસુખે પૂછ્યું.

'તે તો ભગવાન જાણે! હા એટ વાત ખરી કે એણે મને કહેલું કે મારે ભદ્રાયુ સાથે લડવાનુ છે પણ મને શું ખબર કે તું પોતે જ ભદ્રાયુ હશે.' લાલાએ ખુલાસો કર્યો

'હંઅઅઅ! હવે ખબર પડી! એ તો બારે

ચાંપલી છોકરી છે ચાંપલી! મને આજે સવારે કહે. મારે ત્યાં રમવા આવ. મે કહ્યું તારી સાથે તે કોણ રમે, એટલે એનું નાકનું ટીચકું ચઢી ગયું હતું. તે વાતનું એને વેર લેવું હશે તેથી એણે તારી દોસ્તી બાંધી ને મારી સાથે તને લડવા મોકલ્યો હશે.' ધનસુખે બધી વાતનો સાર કહી સંભળાવ્યો.

લાલાને તો છોકરીઓ તરફ સ્વાભાવગત તિરસ્કાર હતોજ એટલે તે આ વાત ભૂલી ગયો અને વળી પાછા બન્ને મિત્રો બની ગયા. પછી ધનસુખને ઘેર જઇને કુરકુરિયાં સાથે બેઉ જણે ખૂબ ખૂબ ગેલ કર્યાં. વળતે દિવસે પાછા મળવાનું વચન આપીને બન્ને છુટા પડ્યા.

અને ત્યારપછી તો સવાર પડે કે લાલાને ધનસુખ વિના ચેન ન પડે. જો લાલો મોડો પડ્યો તો ધનસુખ કાગને ડોળે એની રાહ જોતો બારીએ ડોકાતો હોય કે દરવાજે ઉભો જ હોય! પછી બન્ને મિત્રો વલ્લભકાકાની વાડીએ સાથે જ ઉપડતા અને વાડીમાં મુકામ કરીને રહેલા આગંતુકોના અવનવા પ્રયોગો જોતા તેમજ લાગ મળે તેમને ચીડવવાને પણ ચૂકતા નહિં. ક્રિડામંડળનાં બાળકોને આ બન્ને જણ રાહુને કેતુ જેવા

લાગતા અને તેથી તેઓ તેમની સામે દાંતિયાં કરતા અને મુક્કીઓ ઉગામતા.

આમ દુશ્મનાવટ વધતી જતી હતી. કો'કવાર લાગ મળે પેલા ક્રિડામંડળવાળા મજબુત છોકરાઓ લાલા ધનુનો પીછો પકડતા, પણ હરણ જેવા ચપળપગા લાલા ધનુ તેમના હાથમાં આવતા નહિં! લાલાને જોઇએ તેવો મનગમતો સાથીદાર મળી ગયો હતો એટલે એ તાનમાં મસ્તાન જ રહેતો! પણ કેમે કરી પેલી પટપટ બોલતી છોકરી લાલાથી ભૂલાતી ન હતી! કોણ જાણે કેમ? તે તો એને ખબર ન હતી. કદાચ યશોધરાની સુંદર કાળી ગોળ આંખો જ લાલાને ગમી ગઇ હોય! પણ યશોધરાને તો લાલા માટે જરાય ઉમળકો રહ્યો ન હતો અને તેથી તે તો જ્યારે પણ લાલાને રસ્તા પરથી પસાર થતો જોતી ત્યારે મ્હોં ફેરવીને લાલાનો મૂક તિરસ્કાર કરતી અને તેથી લાલાને લાગી આવતું!

ધનસુખને તો એ છોકરીની જરાય પડી ન હતી એટલે તે તો તદ્દન બેધ્યાન જ રહેતો! લાલાના હૃદયના ઉંડા ઉંડા ભાગમાં યશોધરાના તિરસ્કારનો બરછટ કણ ખૂબ ખૂબ ખુંચતો! અને

તેથી કવચિત કોઈ અદ્‌ભૂત પરાક્રમ કરીને એ છોકરીને છક્ક કરી દેવાના વિચાર એના મનમાં ઉગી આવતા!

લાલા ધનુનાં તોફાન વલ્લભકાકાની વાડીના પરદેશીઓ માટે ધીમે ધીમે માઝા મૂકતાં હતાં અને તેથી છોકરાઓએ ક્રિડામંડળના સંચાલકને તે બદલ ફરિયાદ પણ કરી હતી. સંચાલકે વલ્લભદાસ મારફત લાલા ધનુના માબાપનાં નામ મેળવી તેમને ઘેર જઈને છોકરાઓ પર કાબુ રાખવા સૂચના આપી હતી પણ બન્નેના બાપે એમને તરત જ જવાબ આપ્યો હતો:

'ના ના, એમ તે કાંઈ બને મ્હારા સાહેબ, મારો છોકરો એમ જંગલીની જેમ વર્તે તે કાંઈ માની શકાય તેમ નથી.' કદાચ એમના બાપાઓએ પણ એમના માટે આવાજ શબ્દો દ્વારા ઉપરાણું ખેંચ્યુ હશે! પણ પછી પરિણામ રૂપે તેમણે બન્ને છોકરાઓને તતડાવીને કહી દીધું હતું કે 'ફરીવાર ફરિયાદ આવી તો ચામડી ફાડી નાંખીશું!'

બન્ને મિત્રોએ મન મનાવી લીધું હતું કે એમની પાસે રમત ગમતોનો ક્યાં તોટો છે!

અને તે પ્રમાણે તેમણે પોતાના મનને અન્ય પ્રવૃત્તિઓમાં વાળવા પ્રયાસો કર્યા, પણ તેમનાં ચંચળ મન તો તેમને વાડી તરફ જવા જ ધકેલતાં હતાં અને તેથી સ્વાભાવિક રીતે જ એ લોકો વાડી તરફ જતા. હવે એવી રીતે લપાઇ છુપાઇને જતા કે પકડાઇ ન જવાય. વાડીમાં છીંડુ હોય ત્યાંથી કે છેવટ છીંડુ પાડીને પણ વાડીમાંની પ્રવૃત્તિઓ તરફ ચેનચાળા કરતા! લાલો કહેતો, 'અલ્યા જો તો ખરો પેલો જાડિયો જમાદાર, મોટી ડોલ હાથમાં લઇને જાય છે!' અને તે પણ એવડા મોટા સાદે કે પેલો સાંભળે અને ખૂબ ચિડાય.

'અરે પણ પેલો એની સાથે જાય છે તેને તો જો. જાણે સાગનો સોટો' ધનસુખ કોઇ લાંબા અને પાતળા છોકરા તરફ જોઇને કહેતો. આવી જ રીતે એ લોકો એક વખત વાડીના છીંડામાંથી વાડીમાં નજર ફેંકતા હતા ત્યારની આ વાત છે! તે દિવસે ક્રિડામંડળે ક્રિકેટ મેચનો અંદરો અંદર કાર્યક્રમ ગોઠવ્યો હતો. આજે તો ચુપચાપ એ લોકો ન જાણે તેમ જોયા કરવું અને પકડાવું નહિં એવા નિશ્ચય સાથે બન્ને ત્યાં આવ્યા હતા

કારણ કે એમના વડીલોએ એમને સખ્ત તાકીદ આપી હતી 'વાડી પાસે જો તમે ફરકયા છો તો તમારાં હાડકાં પાંસળાં ઢીલાં કરી નાંખીશું.'

એટલે છીંડા પાસે આવતાં લાલાએ ધનુને કહ્યું હતું: 'આપણાં માબાપોએ તો આપણને વાડી પાસે ફરકવાની મના કરી છે, કાંઇ છીંડા પાસે નહિં, માટે આપણે કાંઇ ગુનો કરતા નથી.'

અને ધનસુખે તરત જ જવાબ આપ્યો હતો કે: 'કદાચ કોઇ જોઇ જશે તો દોડીને દસબાર પગલાં દૂર ચાલ્યા જઇશું એટલે વાડીની પાસે તો નહિ ગણાય ને!' અને પછી કહ્યું હતું: 'હા પણ દોસ્ત! આજે તો છાનાછપના રહેવાનું છે.'

'હા, હા. તે તો જેવો વખત તેવી વાત.' લાલાએ કહ્યું હતું.

વાડીમાંના છોકરાઓ તેમને ન જુએ પણ તેઓ તેમને બધાને જોઇ શકે એમ બન્ને ઉભા હતા. થોડીવારમાં જ આમ ચોરીછુપીથી જોવાનું એમને રૂચ્યું નહિ એટલે તેઓ દરવાજા પાસે આવી તેના ઉપર ચઢીને અંદર ડોકિયાં કરવા લાગ્યા. એટલામાં જ પેલો ગઇ કાલવાળો જાડિયો દેખાયો અને લાલાની લુલીબાઇ સળવળી.

'એ જો તો ખરો પેલો જાડિયો જાય!'

એટલામાં જ ધનુ ધધડી ઉઠ્યો 'એઇ લાલા! પેલો લંબુસ તો જો. જાણે ખેતરનું ઉંધુ ખોડિબારૂં!'

આ બન્ને ટીકાઓ એવડા ઉંચા સ્વરે બોલાઇ હતી કે પેલાઓ સાંભળી શકે. તેમણે તે સાંભળતાં જ પાછું ફરીને જોયું પણ બેને બે ચાર આંખ ભેગી થાય ન થાય ત્યાં તો લાલા ધનુની જોડી છપાંચ ગણી ગઇ. પણ થોડીવાર પછી યથાસ્થાને હાજર થઇ ગઇ અને ટીકાઓ શરૂ કરી દીધી, 'જો તો ખરો પેલો. જાણે ખેતરનો ચાડિયો!....અરે પેલો તો જાણે માખણનો મોટો પીંડો!....અરે પેલા ચકમ ચશ્મેલને તો જો!.... આ લોકો શું ક્રિકેટ રમવાના હતા!....જાડિયાના પેટમાં એકાદ બૉલ વાગ્યો કે એના તો બારજ વાગી જવાના!....અને ચશ્મેલને કોઇ ચસચસાવી-ને બૉલ મારે તો એનાં ચશ્માંના ફૂરચે ફૂરચા ઊડી જવાના!....અરે પેલા પાકા ટામેટા જેવા પહોળા લાલ નાકવાળાને તો જો!....અરે પેલા વટ્ટલેંડ કરતા લંગડાને તો જો! એ શું અમ્પાય-રીંગ કરવાનો હતો!....હંઅઅઅ! પેલાને કેવો સજ્જડ બૉલ વાગ્યો! એનો ટાંટિયો જ તૂટી ગયો

અને તમ્મર ખાઇને પડ્યો!....'

આ પ્રમાણે અનેક ટીકાઓનો એમનો ધોધ વરસતો જતો હતો. એ લોકો એટલા બધા તાનમાં આવી ગયા હતા કે પછી તો જોરથી મોટી બૂમો પાડીને રમનારાઓને ચીડવવા લાગ્યા અને કહેવા લાગ્યા: 'એઇ સરકસના ઊંટો! એ વાનરસેના હૂપ હૂપ!....એ લાંબટાંગ અહિં આવ! એ જાડિયા, ચાલ ગુલાંટ ખા!'

ક્રિકેટની રમતગમતમાં જ્યારે જ્યારે કાંઇ ભૂલચૂક થતી: જેવી કે કોઇના હાથમાંથી કૅચ છટકી જતો કે કોઇ છોકરો દોડતાં રન–આઉટ થતો કે કોઇ છોકરો બૉલ પાછળ દોડતો ત્યારે ત્યારે એમની ટીકા અત્યંત તિવ્ર અને કટુ બની જતી. એકવાર ખુદ કૅપ્ટનના હાથમાંથી બૉલ છટકી ગયો એટલે એમણે જોરથી બૂમ મારી, 'એઇ! પહેલાં મરઘાં પકડતાં શીખ! પછી બૉલ પકડવા જા!'

આવા તીખા અને તમતમતા વાગ્બાણની પરાકાષ્ટાના પરિણામરૂપે રમનારાઓએ એકબીજાને ઇશારા કરીને નક્કી કરી લીધું કે રમત પૂરી થાય કે તરત જ આ બન્ને બણુચકોને પકડી ને આબાદ

મેથીપાક ચખાડીને ચપ્પટ રોટલા જેવા બનાવી દેવા! અને તેથી તેમણે વ્યવસ્થિત રીતે લાલા ધનુને પકડવાની તક ઝડપી લીધી અને દરવાજા તરફ દોડી ગયા. તેમાંના લંબુસે પોતાનો હાથ લાંબો કરીને લાલાને ખેંચી પાડ્યો.

ધનસુખ કુદીને નાસી જવા ગયો ત્યાં એકાદ બે જણે આવીને એને પકડી પાડયો. પછી તો બન્ને મિત્રો અનેક છોકરાઓની વચ્ચે ફાવે તેમ ગડદા પાટુ મારવા લાગ્યા અને ઘા ઝીલવા લાગ્યા!

પણ બેની સામે બાવીશ ઝુઝતા હોય ત્યાં એમનું શું ગજું! એટલે તેમણે સારી પેઠે માર ખાધો. એવામાં તક જોઇ લાલો સરકી ગયો અને ધનુએ પણ ધમપછાડા કરીને લાલાની પાછળ છપાંચ ગણ્યા. આછુ પાછું જોયા વિના જ બન્ને મિત્રો એકમેકની પાછળ દોડવા લાગ્યા પણ એટલામાં તો ઉશ્કેરાએલું ટોળું પાછળ ધસી આવ્યું. ધનુના જાડા શરીરે એના પગની ઝડપને દગો દીધો અને એ ઝડપાઇ ગયો. પછી તો બધાએ પોત પોતાની રીતે એમનો ગુસ્સો ધનુપર ઠાલવ્યો. પરિણામે અનેક ઠેકાણે ધનુને ઢીમાં થયાં. કેટલેક ઠેકાણે તો ચામડી પણ છોલાઇ ગઇ અને લોહી નીકળવા માંડયું.

એ લોથપોથ થઇને નીચે પડ્યો એટલે બધાને લાગ્યું કે ન કરે નારાયણ ને એ મરી જાય તો શું થાય? એ વિચાર આવતાં જ એ લોકો ધનુને ત્યાંજ પડતો મૂકીને પાછા વળી ગયા.

ઘણે દૂર દોડી ગયા પછી લાલાએ પાછળ નજર કરી તો એણે પોતાના મિત્રને જોયો નહિં એટલે એ પાછો વળ્યો. એણે ધનુને જમીન પર લાંબોછટ લોહીલુહાણ થયેલો જોયો એટલે તરત જ પોતાનો ટેકો આપી ઉઠાડ્યો અને એને ગામ તરફ દોરવા લાગ્યો.

ધનસુખના કપાળે એક મોટું ઢીમણું થયું હતું. એના ગાલપર નહોરના ઉઝરડા પડ્યા હતા. નાકની નસકોરી ફૂટી હતી તે હજી પુરી બંધ થઇ ન હતી. ગડદાપાટુથી એની કમર પણ બેવડ વળી ગઇ હતી, તેમાં અધુરામાં પૂરૂં કોઇએ એના પગમાં પણ કચકચાવીને સપાટો માર્યો હતો એટલે એ લંગડાતો લંગડાતો ધીમે ધીમે લાલાને ટેકે ચાલતો હતો. આમ ધનસુખને અનેક ઠેકાણે ઘાયલ થયેલો જોઇને લાલાના મનમાં એક વિચાર આવ્યો અને એણે પૂછ્યું, 'ધનુ, દોસ્ત! આજે તારે ઘેર તને તારા બાપા ખૂબ જ વઢશે ખરૂં કે નહિં?'

'અને તને પણ કોઇ છોડશે નહિં. સમજ્યો કે! તારાં કપડાં ફાટી ગયાં છે અને શરીરે ઉઝરડા પડયા છે!' ધનુએ કહ્યું.

'પણ આપણે ઘેર એમ કહેવું નહિં કે આપણે વાડીએ ગયા હતા. માબાપને એમ કહ્યું કે આપણા પર ખૂબ પીસ્તાળ પડશે.' લાલાએ સૂચવ્યું.

'ત્યારે શું કહીશું?' ધનસુખે પૂછ્યું.

'તે એમ કહીશું કે રસ્તે આવતાં અમથારામનો આખલો મળ્યો તેણે અમને ખૂબ રખડાવ્યા.' લાલાએ હાજરજવાબ આગળ કર્યો.

'શું કહ્યું? અમથારામ હમણાં તો આખલાને આખો વખત બાંધી રાખે છે એટલે એ વાત તો કોઇ જ ન માને!' ધનસુખે કહ્યું.

'ત્યારે એમ કહીશું કે ભેખડ પર ઉભા હતા તે ત્યાંથી ભેખડ ધરસી પડી એટલે પછડાટ લાગી અને ઘાયલ થયા.' લાલાએ કહ્યું.

'પણ ભેખડે જવાની તો મના કરી છે તેનું શું?' ધનુએ કહ્યું.

'તો તો દોસ્ત,' માથું ખંજવાળતાં લાલો બોલ્યો 'આપણે એમ કહીશું કે અમે બન્નેએ મારામારી કરી અને તેથી ઘાયલ થયા!'

પણ ધનસુખને આ વાત બિલકુલ જચી નહિ કારણ કે એના જેવા તાકાતવાન છોકરાને લાલા જેવો નાનો છોકરો આટલા બધા ઘા કરી જાય તો તો પછી એના તરફ ઘરના અને બહારના બધા જ તિરસ્કાર કરીને કહે કે 'ફટ બાયલા! આટલા નાના છોકરાએ તારી આવી રેવડી દાણાદાણ કરી મૂકીને!' અને તેથી એ તરત જ બોલી ઉઠ્યો:

'તારે તો એકલી આંખો જ સુઝી ગઇ લાગે છે અને બાકી બીજે બધે તો ખાલી ઉઝરડા પડ્યા છે જ્યારે મારા શરીર પર તો ખૂબ ખૂબ નિશાનીઓ છે તેનું શું? હા, મારે બદલે તું મારા કરતાં વધુ ઘાયલ થયો હોત તો તો તારા કહ્યા પ્રમાણે ઘેર કહેત!'

'હા દોસ્ત! તારી વાત તો તદ્દન ખરી છે પણ બીજું શું બહાનું કઢાય એવું છે? ઘેરથી તો અનેકવાર વાડી પાસે ફરકવાની સુદ્ધાં સખત મનાઇ કરી છે તેનું શું?' લાલાએ કહ્યું.

પણ ધનસુખનું મન, આમ એના કરતાં ઘણા નાના અને ઓછા તાકાતવાન છોકરાના હાથનો સ્વાદ ચાખ્યાનું કહેવા માનતું ન હતું અને તેથી પડી ગયેલે સાદે એ બોલ્યો: 'ભાઇ,

તારે માટે તો આ વાત ઠીક છે! પણ હવે બીજો શો ઉપાય છે! બીજા કોઇ બહાના કરતાં તારૂં કહેલું બહાનુંજ ઠીક લાગે છે. પણ દોસ્ત! હવે તો આજથીજ સોગન ખાઉં છું કે કદી એ જંગલી જનાવરોની સામે પણ હું નજર કરીશ નહિં. તું કરીશ ખરો?'

'ના રે બાપ! મારા કયાં ભોગ લાગે કે હું તેમના પડછાયે પણ હવે ચડું!' લાલો બોલ્યો.

આમ લાલાના કહેવા પ્રમાણેજ ધનસુખ કબૂલ થયો તેથી એનું હૈયું આનંદથી ડોલી ઉઠયું કારણ કે એને માટે તો આ વાત ગૌરવ પૂર્ણ હતી અને જો પેલી છોકરી હવે મળે તો એને પણ બેધડક કહી શકાય કે કેમ જોયું ને! કેવો રોટલો વાળી દીધો છે!

આવો વિચાર એના મનમાં આવતાંજ એના ચહેરા પર પણ મુશ્કરાટ વ્યાપી ગયો. એકવાર એ છોકરીને ખાત્રી કરી અપાય કે ધનસુખ જેવાને પણ એ છક્કડ ખવરાવી શકે છે! પછી તો એ છોકરીના વાડામાં રમવાની એને સંપૂર્ણ સ્વતંત્રતા! આમ એના વિચારો કયાંથે જઇને વિરમ્યા હોત!

પણ હવે તો ઘર પાસે ને પાસે આવતું હતું

અને એ ધનસુખને ટેકો દઇને દોરતો ચાલતો હતો. ત્યાંજ એની અને યશોધરાની નજર ભેગી થઇ. યશોધરા પોતાના બંગલાની બારીમાં ઊભી ઊભી બહાર નજર કરતી હતી. સ્તબ્ધ બનીને એ બન્નેના હાલ હવાલ જોઇ રહી! એના આશ્ચર્યનો પાર ન હતો! કારણ કે બન્ને મિત્રોના એવા હાલ હતા કે ન પૂછો વાત!

પેલો જાડો ભદ્રાયુ તો બરાબરનો રગડાયો દેખાતો હતો! ધનસુખ નીચી નજરે ચાલતો હતો એટલે એને આ તારામૈત્રકની ગતાગમ ન હતી, પણ લાલો આવી અણમોલ તક જતી કરે એવો મૂર્ખ ન હતો. એણે યશોધરાની આંખમાં આંખ રોપીને ઇશારાદ્વારા સમજાવ્યું કે જોયુંને કેવા કર્યા છે આ તારૂં અપમાન કરનારના હાલ!

પણ આ શું? પેલી છોકરી એના તરફ માનની દ્રષ્ટિએ જોવાને બદલે એના તરફ તિરસ્કાર-ની દ્રષ્ટિ ફેંકીને કેમ અંદર ચાલી ગઇ અને બારી કેમ બંધ કરી દીધી? લાલાને મન એ એક મહાન કોયડો થઇ પડ્યો.

ધનસુખને એને બંગલે પહોંચાડી તરત જ લાલો યશોધરાના બંગલા તરફ વળ્યો. જો કે

લાલાએ વિવેક તો કરી જોયો કે 'દોસ્ત! તું કહે તો હું તારી સાથે અંદર આવું!'

પણ ધનસુખે તરત જ જવાબ આપ્યો, 'ના રે ભાઇ! તને વળી અંદર આવેલો જુએ તો એ લોકો નકામી ધમાલ કરી મૂકે અને કદાચ તને પણ મેથીપાક જમાડે!' એટલે લાલો ધડકતે હૈયે યશોધરાના બંગલા તરફ ડગલાં ભરી રહ્યો હતો ત્યાં બંગલાને દરવાજે જ એને યશોધરા ભેટી ગઇ. બિલકુલ ઉમળકા વિના ઠંડે કલેજે તિરસ્કાર-ભર્યા અવાજે એણે પૂછ્યું:

'કેમ શું પરાક્રમ કર્યુ?'

'તું કહેતી હતી તે! બીજું શું હોય વળી! મેં તને નહોતું કહ્યું કે ગમે તેવા અખાડાબાજ પહેલવાનને પણ પછાડીને તેનાં હાડકાં પાંસળાં ઢીલાં કરી નાખું એવો છું! જોયાને તારા ભદ્રાયુના હાલ!' એ છાતી કાઢતો બોલ્યો.

'શું કહ્યું? તે તું આટલો બધો ક્રુર થઇ શકે છે! ઓ મારી મા!' યશોધરા તિરસ્કારની સિસકારી મારતી બોલી ઊઠી.

અને તેને ન સમજતાં લાલાએ ખભા ચઢાવી કહ્યું: 'હા, હા. મારા વિના બીજો કોણ આવુ

પરાક્રમ કરી શકે તે બતાવ તો ખરી!' અને પછી ધીમે રહીને ઉમેર્યું, 'બીજા કોઇના આના જેવા હાલહવાલ કરવા હોય તો મને કહેજે કે તરતજ તેની ખબર લઇ નાખીશ.

'પહેલીવાર આપણે મળ્યા હતા ત્યારે મેં ભદ્રાયુ પર મારો હાથ અજમાવ્યો ન હતો. એ તો જરા ચોખો ચાંપી જોયો હતો. શું સમજી! અને માપ માપી લીધું હતું કે વખત આવે જોઇ લેવાશે અને તે પ્રમાણે તેં જોયું તેમ મેં તને આપેલું વચન બરાબર પાળ્યું છે! એ મારા કરતાં ભલેને મોટો છે અને વધારે તાકાતવાન છે પણ જોયુંને કેવી એની ફેં ફેં બોલાવી દીધી!'

આમ એ આગળ ક્યાંય સુધી બોલ્યે જાત પણ એટલામાં યશોધરાની આંખ જોતાં જ એ સમજી ગયો કે આ વાત યશોધરાને ગમતી નથી. એની આંખમાં વખાણને બદલે ભારોભાર ધિક્કાર ભરેલો છે એટલે એણે વાત પાછી વાળવાને પ્રયાસ તો કરી જોયો પણ હવે ખૂબ મોડું થયું હતું, કારણ કે યશોધરા ડીબકા ખાતી ખાતી બોલતી હતી, 'અરે દુષ્ટ લાલા! આ તેં શું કર્યું! તું ખરેખર જંગલી જાનવર છે જાનવર! હું....હું

તને ખૂબ ધિક્કારૂં છું. મને તારૂં કાળું મોં ફરી-
થી ન દેખાડીશ.'

એમ કહી એ પાછું ફરીને ઝડપથી પોતાના
બંગલામાં પેસી ગઇ, અને લાલો ! પોતાની બહા-
દુરીનાં બણગાં ન સાંભળતાં ધિક્કારભરી વાણી
સાંભળી ઢીલે–તદ્દન ઢીલે પગલે ઘર તરફ પગ
લંબાવતો બલકે ઘસડાવતો ચાલ્યો ગયો !



# જાદુનો ખેલ

લાલો કાંઇ ને કાંઇ નવીન ન કરે તો તે લાલો શાનો! લાલાના જે જે મિત્રો રજાઓમાં મોજ માણવા ગયા હતા તે બધા પાછા આવી ગયા હતા અને પહેલાંના પ્રમાણે અવનવી રમતો ચાલતી હતી.

એક વખત ગામમાં એક વાદીગર આવ્યો હતો અને તેણે જાદુના અનેક ખેલ કરી બતાવ્યા હતા. સાથે સાથે સાપ અને નોળિયાની લડાઇ પણ બતાવીને એણે બાળકોનાં મન જીતી લીધાં હતાં. લાલાને અને એના ગોઠિયાઓને આ વાત મનમાં રમી ગઇ હતી. પોતે પણ વાદીગરની જેમ

ખેલ કરી બતાવે એવો એને વિચાર પણ આવ્યો હતો અને ધીમેધીમે એ વિચારનું બી વિકસતું જતું હતું. ઉનાળો પૂરો થયો હતો અને ચોમાસાની શરૂઆત હતી. શાળામાં નવા વર્ગો શરૂ થયા હતા એટલે હમણાં ઝાઝી લમણાંઝીક કરવાની જરૂર ન હતી.

લાલાનો વાડો વિશાળ હતો. લાલાની બાએ એક મોટી કાચની બરણી વાડામાં સાફ કરવા માટે મૂકી હતી અને પછી બીજા કામમાં પડી જવાથી એ સાફ કરવાનું ભૂલી ગઇ હતી. ચોમાસુ બેઠું હતું અને તેથી સાપનાં દર પૂરાઇ ગયાં હતાં એટલે કે ગમે તે કારણે એક નાનકડું સાપોલિયું પેલી બરણીમાં પેસી ગયું હતું અને તદ્દન નચિંત મને ત્યાં આરામ કરતું પડયું હતું.

લાલાને ટેવ હતી કે સવારના પહોરમાં વાડાના ખૂણાખાંચા ખોળી જોવા. તે પ્રમાણે એ આંટા મારતો હતો ત્યાં એણે બરણીમાં સાપોલિયાને નિદ્રાવશ જોયું. થોડીવાર તો એ કૌતુકભરી નજરે નિહાળી રહ્યો પણ અંદરનું સાપોલિયું તો નિશ્ચિંત રીતે પડયું હતું. લાલો ધીમે પગલે ત્યાં ગયો અને ત્યાં જતાં જ એને પોતાના વાદીગરના

ખેલના વિચારનું સ્મરણ થયું એટલે એ હર્ષથી નાચી ઊઠ્યો. એણે સમય ન ગુમાવતાં તૂર્તજ બરણીનું ઢાંકણું સજ્જડ વાસી દીધું અને તેના પર કપડાંનું એક ચીથરૂં મૂકી ને તેની આસપાસ દોરા બાંધી દીધી. બરણીને દૂરના એક ખૂણામાં સંતાડી આવ્યો જેથી તે કોઇની નજરે પડે નહિં. પછી એ વહેલો વહેલો નાહી ધોઇને પરવારી ગયો અને પોતાના મિત્રોને મળ્યો ત્યારે એણે પ્રાતઃકાળના પરાક્રમ વિષે વાત કરી અને બપોરના જાદુનો ખેલ કરવાનો પોતાનો નિશ્ચય કહી બતાવ્યો.

લાલાના ઘરનો ચોક ખેલના સ્થાન તરીકે પસંદ કરવામાં આવ્યો. લાલાના ઘરનાં બધાં આજે બહાર કોઇ સગાને ત્યાં મળવા જવાનાં હતાં અને સાંજ સુધી પાછાં ફરનાર ન હતાં.

લાલાને ઘેર છોડીને જવાનું એની બાને ગમતું ન હતું પણ લાલાના મોટાભાઇએ સ્પષ્ટ કહી દીધું હતું કે લાલો જો એમની સાથે આવશે તો વિવાહની વરસી કરી નાખશે.

અને વાત પણ એવીજ નાજુક હતી કારણ કે લાલાના મોટાભાઇના જે કન્યા સાથે વિવાહ થવાની વાત ચાલતી હતી તેને જોવાને માટે બધાં જવાનાં

હતાં એટલે લાલાને જરૂરી સૂચના અને ધમકી આપીને બધાં ગયાં હતાં.

લાલાના મિત્રોએ ખેલનો કાર્યક્રમ બાલજગત સમક્ષ જાહેર કરી દીધો હતો અને 'એક પૈસામાં જાદુનો ખેલ' એમ જોર શોરથી પ્રચાર કર્યો હતો.

આમ હોવાથી બપોરના બારેક વાગતા સુધીમાં વીસ પચીસ છોકરા છોકરી એકઠાં થઇ ગયાં હતાં.

લાલાએ પોતાના મિત્રોને કામગીરી સોંપી દીધી હતી. લાલો પોતે ખેલ કરનાર હતો એટલે એણે પીપુડી વગાડવાને માટે પુષ્પાને કહી દીધું હતું પણ ઢોલકું ક્યાંથી કાઢવુ એ એક પંચાત હતી. લાલાના ફળદ્રુપ ભેજાએ તરત જ એનો પણ ઇલાજ શોધી કાઢ્યો. એના વાડામાં એક નકામો જૂનો ગ્યાસતેલનો ડબ્બો પડ્યો હતો તેને ઢોલ તરીકે વગાડવાનું કામ એણે ધનુને સોંપ્યું.

લાલાએ પોતે સૌ પહેલું પૈસો પૈસો ઉઘરાવી લેવાનું કામ કર્યું. એવા કામમાં ઢીલ રાખવી સારી નહિં. કેટલાક છોકરાઓએ વાંધો લીધો અને બોલી ઉઠ્યા 'પણ મદારી તો પહેલાં ખેલ બતાવે છે અને પછી પૈસા ઉઘરાવે છે!'

'હંઅઅઅ! એટલે તમારે મદારીનો ખેલ

જેવી રીતે મફત જુઓ છો અને એ પૈસા ઉઘરાવે ત્યારે છટકી જાવ છો તે રીતે મને પણ બનાવી જવો છે કેમ? એ વાત નહિં બનશે. જેને ખેલ જોવો હોય તેણે પૈસો પહેલો જ આપવો પડશે. શું સમજ્યા?' એણે એવી કરડી નજર નાંખી કે બધાએ ચપોચપ પૈસા કાઢી આપ્યા.

અને પછી ખેલ શરૂ થયો. લાલાએ લાકડાની એક સળી લઇને લાંબુ પહોળું ચક્કર દોર્યું અને પછી કેમ જાણે નજરબંદી કરતો ન હોય તેમ કુંડાળામાં ઉભો રહીને બધાની સામે જોઇ રહ્યો અને પછી બોલ્યો: 'અરે પુષ્પા! વગાડ તારી પીપુડી.' અને 'પુંઉઉપું' પીપુડી વાગવા લાગી.

'એઇ ધનુ! તું બાઘા જેવો કેમ બેસી રહ્યો છે? વગાડવા માંડ તારૂં ઢોલકું.' ધનુ તરફ ફરીને એણે આજ્ઞા કરી.

ઢમઢમ ઢોલકું વાગવા માંડયું એટલે લાલો બોલ્યો: 'વગાડો છોકરાંઓ બધા એકી સાથે તાળી.'

અને તાળીઓનો ગડગડાટ થયો, પણ તે જોઇએ તેવો ન હતો તેથી લાલો તેમની તરફ આંખો કાઢતો બોલ્યો: 'એમ તાબડા શાને પાડો છો! વગાડો જોરથી તાળી. જે નહિં વગાડે તેને તેના

બાપના સમ!'

અને તરત જ તાળીઓનો ગડગડાટ ગાજી ઉઠ્યો. બધા એકીટશે લાલો શો ખેલ કરે છે તે જોવાને



ઉત્સુક બનીને બેસી ગયા એટલે લાલાએ ગોકુળ આઠમના મેળામાંથી આણેલું એક રમકડું કોથળી-માંથી બહાર કાઢયું અને તેને ચાવી આપી ને જમીન પર મૂકી દીધું. રમકડું વાંદરાનું હતું અને તે વાંદરો ધીમે ધીમે કૂદકા મારતો હતો અને ડોકું હલાવતો હતો. આમ થોડીવાર કૂદકા મારીને ચાવી પૂરી થતાં વાંદરો બેસી ગયો. આવી રીતનું રમકડું જોવાની ગામના છોકરાઓને મન નવાઇ હતી તેથી બધા રાજી રાજી થઇ ગયા અને કિકિ-યારીઓ પાડવા મંડ્યા.

'હવે બસ કરો. જુઓ હવે અંગ કસરતના

ખેલ.' લાલાએ કહ્યું.

અને પછી ઊંધી છતી આડીઅવળી કેટલીક ગુલાંટો ખાઇને એણે બધાનું મનરંજન કર્યું.

'પણ અલ્યા! કાંઇ જાદુનો ખેલ તો બતાવ.' કેટલાક છોકરાઓ બોલી ઉઠયા.

'થાય છે, તેજ થાય છે. ચાલ એ યશોધરા! અહિં આવ તો!' લાલાએ આજ્ઞા કરી પણ યશોધરાનું નાકનું ટીચકું હજી ચડેલું હતું તેથી તે ન આવી, એટલે લાલો હાથમાં કાંઇક સંતાડીને તેના પર રૂમાલ ઢાંકીને તેની પાસે ગયો અને બોલ્યો: 'છોકરાઓ! વગાડો બધા જોરથી તાળી. આ છોકરીના નાકમાંથી જૂઓ શું નીકળે છે?'

અને જેવી છોકરાઓએ તાળીઓ પાડી કે કે તરતજ હાથમાં દબાવેલ રબ્બરનો સાપ એણે યશોધરાના નાક પાસે છોડી દીધો. છોડતાં વાર જ એ રબ્બરનો સાપ વાંકોચુકો થઇને યશોધરાના પગ પાસે પડયો અને એ ચીસ પાડી ઊઠી અને ત્યાંથી ભાગી ગઇ. એ ભાગી જતાં જ બધાએ એની હુરિયો બોલાવી.

'હવે છેલ્લો ખેલ.' લાલો બોલ્યો અને પછી એણે ઢોલકું અને પીપુડી જોરથી વગાડવાનું

ઇશારાદ્વારા સૂચન કર્યું. તેમ થતાં જ કુંડાળા વચ્ચે ઉભા રહીને કાંઇક મંત્રોચ્ચાર કરતો હોય તેવો દેખાવ એણે કર્યો અને પછી બરણીના ઉપર જે રૂમાલ ઢાંક્યો હતો તે ઉપાડી લીધો. બધા સ્તબ્ધ થઇને નિહાળી રહ્યા કારણ કે હવે સાપોલિયું પોતાની ઊંઘમાંથી જાગૃત થયું હતું અને બરણીમાં આમતેમ ગુંચળાં વળતું હતું. આવો તદ્દન નવા પ્રકારનો ખેલ જોવાનો કદી મળ્યો ન હતો એટલે બધાએ એકી સાથે કુંડાળામાં ધસારો કર્યો અને સૌ કોઇ લાલાને વિંટળાઇ વળ્યા અને ડોકિયાં કરી કરીને બરણીમાંનાં સાપોલિયાની દોડાદોડ જોવા લાગ્યા. એટલામાં જ લાલાના ઘરના બધા આવી પહોંચ્યા. તેમણે ગામના બધા છોકરાઓને પોતાને આંગણે એકઠા થયેલા જોયા એટલે લાલાની બાને ધ્રાસ્કો પડ્યો કે નક્કી લાલાએ કાંઇ ને કાંઇ નવું પરાક્રમ કર્યું હશે!

'અરે મરી ગયા રે બાપલિયા!' ટોળામાંથી એક છોકરાએ ચીસ પાડી, કારણ કે લાલાનાં મા બાપ સાથે એની બા પણ હતી અને તેણે પોતાના ચિરંજીવને જોતાં જ એની કાનપટ્ટી આમળવા માંડી હતી.

આ રીતે ભંગાણુ પડવું શરૂ થયું અને બધાં છોકરાંઓ રફુચક્કર થઇને નાસી ગયાં પણ અણુ-



નમ યોદ્ધાઓની જેમ લાલો, ધનુ અને મનુ તો પોતાના સ્થાનેજ બેસી રહ્યા.

'વાહ રે આ તારો દીકરો તો કાંઇ ખેલ કરતો લાગે છે ને!' કહેતા લાલાના બાપ દંડુકો ઠોકતા આગળ વધ્યા.

લાલાની બાને લાગ્યું કે નક્કી આજે લાલાનાં સો વરસ પૂરાં થઇ જવાનાં, એટલે એ દોડીને વચમાં ઉભી રહી. ત્યાં એની નજરે પોતાની ગઇ કાલવાળી બરણીમાં જીવતું જાગતું સાપોલિયું જોયું અને એણે ચીસ પાડી. 'ઓ મારી મા રે! આ તો સાપ છે સાપ! લાલા! અહિં આવતો રહે!'

પણ લાલાનું તો એ પરાક્રમ હતું તેથી એ તો હસતો હસતો બોલ્યો: 'બા, એમાં બીએ છે શાની! એ તો મેંજ એને બરણીમાં કેદ કર્યું છે કેદ! હું એને પાળીશ અને એની પાસે ખેલ કરાવીશ. સમજી બા!'

'વાહ મેરે બેટ્ટે!' લાલાના બાપ બોલી ઉઠયા અને એમણે લાલાની પીઠ થાબડી. પછી એની પાસેથી બરણી લઇ લીધી અને વાડામાં લઇ જઇને કલાકો થયા પિંજરમાં પૂરાએલા સાપોલિયાને છોડી દીધું અને તે પળવારમાં તો ક્યાંય અદ્રશ્ય બની ગયું!

☆

## લાલાનો સમાજવાદ

સવારના પહોરનો વખત હતો. લાલો આજે તદ્દન નિરાશ થઈને પરસાળમાં બેઠો હતો. ત્યાં એને ચેન પડયું નહિં એટલે ઓટલા પર પડેલી આરામ ખુરસીમાં જઈને એણે લંબાવ્યું. એને પોતાની આસપાસનું જરા ય ભાન ન હતું એવો એ પોતાની ચિંતામાં ડૂબી ગયો હતો. ક્વચિત્ એની નજર પિંજરામાં પૂરેલા પોપટ પ્રતિ ઠરતી પરંતુ તરતજ પાછો એ શૂન્યમનસ્ક બની જતો.

એવડો મોટો તે શો વજ્રપાત એના પર વિત્યો હશે? ચાલો આપણે તપાસ કરીએ. હંઅઅઅ! હવે તો લાલો પ્રાથમિક શાળામાંથી માધ્યમિક

શાળામાં ગયો હતો અને માધ્યમિક શાળામાં વિદ્યાર્થીની પ્રગતિપોથી ( Register ) રાખવાનું ફરજિયાત હતું.

ગુજરાતી શાળામાં ઠીક સ્વતંત્રતા એણે ભોગવી હતી. એની વિરૂદ્ધ શિક્ષકો તરફથી કવચિત્ ફરિયાદ સિવાય વધુ સૂચન એનાં માતા પિતાને મળતું ન હતું પરંતુ આ પ્રગતિપોથી તો દર મહિને વર્ગશિક્ષક ભરીને વાલીની સહી માટે આપતા અને વાલીની સહી ન લાવે તો શિક્ષા કરતા. લાલાને આ એક પ્રકારની લપ લાગતી હતી પણ એ નિરૂપાય હતો.

એના વર્ગશિક્ષકને એના પ્રતિ એવો પૂર્વગ્રહ બંધાઇ ગયો હતો કે જરા પણ તોફાન મસ્તી થાય કે તરતજ એમની નજર લાલા પર ઠરતી! શરૂઆતમાં તો લાલો મુંઝાયો પણ જ્યારે એણે જોયું કે પોતે તોફાન કરે કે ન કરે છતાં એના પર જ આરોપ આવીને પડે છે ત્યારે એણે જાણીબુઝીને તોફાનીવૃત્તિ દાખવવા માંડી અને પરિણામે શિક્ષક પણ વધુ કડક થતા ગયા. દર મહિને કાંઇ ને કાંઇ એવું પ્રગતિપોથીમાં લખતા કે લાલાના બાપ એના માથે પીસ્તાળ પાડતા!

ગઇ કાલે પણ એવું જ બન્યું હતું અને તેથી લાલાના પિતા ખૂબ ગુસ્સે થઇ ગયા હતા. લાલાને એમણે સખ્ત આજ્ઞા કરી હતી કે એણે ઘરમાંથી બિલકુલ બહાર જવું નહિં અને ઘરમાં જ બેસીને અભ્યાસપાઠ તૈયાર કરવા. લાલાના મિત્રોને પણ તેમણે તાકીદ આપી દીધી હતી કે સવારના પહોરમાં જો લાલા પાસે ફરકયા છો તો તમારી વાત છે! અને આ રીતે લાલો તદ્દન બેકાર બન્યો હતો!

લાલાનાં ન્હાનાં કાકા કાકી થોડા દહાડા માટે મુંબઇથી હવા ફેર માટે આવ્યાં હતાં એટલે લાલાનો ઓરડો તેમને સુપ્રત કરી દેવામાં આવ્યો હતો. આમ હોવાથી લાલાનો થોડા દહાડા માટે એના મોટાભાઇના ઓરડામાં મૂકામ હતો.

એના મોટાભાઇની સાથે એને બારમો ચંદ્રમા હતો અને તેથી તેઓ એની હાજરી સાંખી શકતા ન હતા. એને પરિણામે હરકોઇ બહાને દમદાટીથી લાલાને તેઓ બહાર હાંકી કાઢતા આ ઉપરથી હમણાં હમણાં લાલો ઓટલો વાપરતો હતો!

શાળાનાં પુસ્તકો વાંચવાનો એને ખૂબ કંટાળો હતો પણ હમણાં એને નવલકથાઓ વાંચવાનો ખૂબ શોખ લાગ્યો હતો. એના મોટાભાઇ જે જે

નવલકથાઓ પુસ્તકાલયમાંથી લાવતા તે તે બધી એ ચોરી છુપીથી વાંચી લેતો હતો.

એના ભાઈને હમણાં ડિટેકટીવ નવલકથાઓનો શોખ લાગ્યો હતો અને તેથી તેમણે 'માયાવી મસ્તક' નામનું એક પુસ્તક ખરીદ્યું હતું. લાલાએ આ ચોપડી બે ત્રણવાર વાંચી નાંખી હતી એટલે હવે તેના પ્રત્યે પણ એનું ખેંચાણ રહ્યું ન હતું.

આમ લાલો શૂન્યમનસ્ક બેઠો હતો ત્યાં એના મોટાભાઈના મિત્રો, જિતેન્દ્ર, મધુસૂદન અને શરદ આવી પહોંચ્યા. તેમણે લાલાને ઢંઢોળીને પૂછ્યું કે 'તારો ભાઈ ઘરમાં છે કે બહાર ગયો છે?' ત્યારે જ લાલાની તંદ્રા તૂટી અને એણે આંખને ઇશારે કહ્યું કે ઘરમાં જ છે. એમ જણાવી એ પાછો પોતાના ધ્યાનમાં પડી ગયો! એને વિચાર આવ્યો કે જો એ હિંદુસ્તાનનો વાઇસરૉય હોય તો એક કલમને ગોદે કાયદો કરી નાખે કે નિશાળમાં કદી પરીક્ષા લેવી જ નહિં અને છોકરાઓને જેમ ફાવે તેમ કરવા દેવું! પણ 'વો દિન કહાંસે!'

આ વખતે શિક્ષકે ત્રિમાસિક પરીક્ષાનું પરિણામ અને એણે લખેલા જવાબપત્રો લાલાને પોતાને ન આપતાં પટાવાળા સાથે બારોબાર લાલાના

બાપને મોકલી આપ્યા હતા!

તેની સાથે મોકલેલી ચીઠ્ઠીમાં લખ્યું હતું કે 'લાલાના ઉપર ધ્યાન રાખવાની આવશ્યકતા છે. એ અભ્યાસમાં તદ્દન ડોઠ છે.' તે ઉપરથી લાલાના બાપે કુતૂહલપૂર્વક લાલાના જવાબપત્રો વાંચવા માંડ્યા. એ વાંચતાં એમની નજરે લાલાની તદ્દન નવિન શૈલી પડતાં જ, પહેલાં તો એમને ખૂબ જ હસવું આવ્યું એટલે એમણે પોતાની પત્નીને બોલાવીને તેને પણ વંચાવ્યું.



પરીક્ષામાં લાલાને રામાયણ અને મહાભારત વિષે પ્રશ્નો પૂછાયા હતા તે પ્રશ્નોના ઉત્તર રૂપે એણે પોતાના મનમાં જેમ ફાવે તેમ ઉત્તરો લખ્યા હતા. આ રહ્યા તેના નમૂના:

'જો દશરથ રાજાએ રામને વનવાસ આપ્યો તો રામે તે લીધોજ શા માટે? એનામાં કદાચ લડવાની હિંમત નહિ હશે! મારા જેવો રામની જગાએ હોત તો દશરથ ડોસાના કાન પકડીને ગાદી પરથી ઉઠાડી મૂકત અને કદાપિ વનમાં ન જાત!........

'રામની બૈરી સીતાને રાવણ ઉપાડી ગયો તો એણે બીજાં લગ્ન કરી લેવાં હતાં. એટલા માટે આવડી મોટી લડાઇ લડવાની જરૂર ન હતી. અમારા જેવા નાના છોકરાઓને રામાયણ ગોખવા વખત તો ન આવત!....પાંડવોને પાંચ ભાઇઓ વચ્ચે એકજ પત્ની હતી, એ તે કોઇ કાંઇ માને એવી વાત છે! અને એ દ્રૌપદીની ભરસભામાં એના દિયરે મશ્કરી કરી તો તેમાં પાંડવોનું શું બગડી ગયું! હું તો મારી ભાભીની-હજી લગ્ન નથી થયા છતાં-મશ્કરી કરૂં છું પણ એ તો કાંઇ બોલતાં નથી!'

આવા આવા બધા જ વિષયોના જો નમૂનાઓ લેવા બેસીએ તો તેને માટે એકાદ પુસ્તક જ લખાય! હવે આપણે મૂળ વાત પર આવીએ. લાલાના પિતા લાલાની બાને કહેવા લાગ્યા: 'તું જ હવે મને કહે કે તારા ચિરંજીવીનું મારે શું કરવું?'

'તે હજી કાંઇ એની ઉંમર વહી ગઇ નથી. ધીમે ધીમે એ તો ઠેકાણે આવી જશે.' એની બા બોલી. લાલો કાન સરવા કરીને આ સંવાદ સાંભળી રહ્યો હતો.

'અને તને ખબર છે તારા મોટાએ પણ હવે મગમાંથી પગ કાઢવા માંડ્યા છે.' લાલાના બાપ બોલ્યા.

'એવું વાંકુ ચુંકુ હું સમજું નહિં. જે કહેવું હોય તે સ્પષ્ટ કહો એટલે ખબર પડે.' એની બા બોલી.

'જો સાંભળ ત્યારે. અમે જ્યારે નાના હતા ત્યારે અમારાં માબાપનો અમારા પર ભારે કડપ રહેતો અને અભ્યાસ સિવાય બીજી કોઇ બાબત લક્ષ અપાતું જ નહિં. બસ ભણો, ભણો, ને ભણો જ એવી તેમની આજ્ઞા હતી, પણ આ તો સુધરેલો જમાનો છે. ભણવાની વાત તો દૂર રહી પણ જ્યારે ને ત્યારે હડતાલ ને ધીંગામસ્તી, ઘેર કે શાળામાં કોઇનું કહ્યું જરા પણ ન માનવું અને હવે તો છોકરાઓ રાજકારણમાં પણ રસ લેવા લાગ્યા છે. તારો મોટો દીકરો ધીમે ધીમે સમાજવાદી બનતો જાય છે. અને મને ડર રહે છે કે જો એ પાકો સમાજવાદી બની ગયો તો તો પછી આપણે સુખે રોટલા પણ ખાઇ શકવાના નહિં, કારણ કે એ આપણા ખાતેદાર ખેડૂતોને ઉશ્કેરીને આપણી સામેજ મોરચા માંડશે!'

'તો તમે એને ઉગતાં જ કેમ ડામતા નથી?'

'હજી પણ તું ન સમજી. આ જમાનો તો કાયદાનો છે કાયદાનો! તું કહે છે તેમ એને દબાવવા જઇશું તો તરત જ કહેશે કે કોર્ટ ખુલ્લી છે. વડિલોપાર્જીત મિલ્કતમાં મારો પૂરો હક્ક છે. કોર્ટ પાસેથી હું મારો ભાગ લઇશ અને આમ તદ્દન છટકેલ બની જાય!

એ સાંભળી લાલાની બાએ એક લાંબો નિસાસો મૂક્યો અને પોતાના પતિ સામે જોઇ રહી.

લાલો આમાંથી એક વાત તારવી શક્યો કે મોટાભાઇના હમણાંના રંગઢંગ બા બાપાને ગમતા નથી માટે એનો કાંઇ ઉપાય કરવો જોઇએ. અને લાલાના ફળદ્રુપ ભેજામાં એક વાત ઊગી નીકળી એટલે એના અંત લગી એ તેને જ લઇને બેસતો!

લાલાએ વિચિત્ર ચાળાઓ કરીને આળસ મરડી. પોતાના શરીરને સખ્ત ધ્રુજારી આપીને આળસ ખંખેરી નાખી અને સ્વસ્થ થઇને એ પોતાના મોટાભાઇના ઓરડા તરફ ગયો.

એને બારણામાં પ્રવેશતો જોતાં એનો મોટોભાઇ તરત તડુકી ઉઠ્યો: 'લાલા, તને કેટલી યે વાર ના પાડી છે કે તારે મારા ઓરડામાં બિલકુલ આવવું જ

નહિં. છતાં તું માનતો નથી. કેમ પ્રસાદી ખાવાની ઇચ્છા થઇ આવી છે કે શું ?'

'પણ હું જાઉં ક્યાં ત્યારે ? બા અને બાપા દિવાનખાનામાં વાતો કરે છે. મારો ઓરડો ન્હાના કાકા કાકી વાપરે છે અને તેમ કેમ ભૂલી જાવ છો કે મારે હમણાં તમારા જ ઓરડામાં રહેવાનું છે.' લાલો બોલ્યો.

એના મોટાભાઇને યાદ આવ્યું કે લાલાએ એની નાડ બરાબરની પકડી છે અને તેથી કોઇ પણ રીતે એની લપ ટાળવા માટે એ બોલ્યો: 'જો લાલા! તું તો ઘણો ડાહ્યો છોકરો છે. તું સમજુ છે એટલે તને વધારે શું કહેવું પણ મોટા જ્યાં વાતો કરતા હોય ત્યાં તારે આવવું ન જોઇએ.' વડિલબંધુ બોલ્યા.

'તમારી વાત સોળ આના ને બે પાઇ ઉપર ખરી છે પણ તમે જાણો છો કે બાપાએ સખ્ત આજ્ઞા કરી છે કે મારે આખો દિવસ ઘરમાં જ રહેવું અને બહાર બિલકુલ જવું નહિં તેનું શું ?'

'તે હું કાંઇ પણ નહિં સમજું ! જાય છે કે નહિં અહીંથી ? નહિં તો પછી તારી ધૂળ ખંખેરી નાખીશ.' વડિલ બંધુએ ધમકી આપી.

'જાવ ત્યારે હવે તો નથી જ જતો.' લાલાએ મક્કમ અવાજે જવાબ આપ્યો.

એટલે એનો મોટાભાઇ કાંઇક ઢીલો પડ્યો અને એ બોલ્યો: 'લાલા! જો તું મારૂં કહ્યું માનીશ તો હું તને સિનેમા જોવાને ચાર આના આપીશ.'

પણ લાલો આજે બા બાપાનું દુઃખ ફેડવાને કૃતનિશ્ચયી બન્યો હતો એટલે એ શામ દામ ભેદ કે દંડ કોઇ પણ શસ્ત્રને નમતું આપે તેમ ન હતો. તે તો ત્યાંજ અડ્ડો જમાવીને બેઠો અને બોલ્યો: 'ના, ના ને ના જ. હું બિલકુલ નથી જવાનો.'

બધા મિત્રો બે ભાઇઓ વચ્ચેનું વાગ્યુદ્ધ નિહાળી રહ્યા હતા. તેમાંનો એક લાલાની મક્કમતા જોઇને આફરીન પોકારી ઉઠ્યો, 'વાહ દોસ્ત! તારા જેવા જ બધા મક્કમ હોય તો તો આજે જ આપણો દેશ આઝાદ બની જાય!'

અને પછી લાલાના મોટાભાઇ તરફ ફરીને એ બોલ્યો, 'હવે કાંઇ લાલો ન્હાનો નથી જ. એણે પણ ધીમે ધીમે રાજકારણમાં પગલાં પાડવાં જ જોઇએ. ભલેને એ બેસીને આપણી ચર્ચા સાંભળે.'

અને આમ અનુમોદન મળતાં લાલો પણ રસ

પૂર્વક એ લોકોની ચર્ચા સાંભળી રહ્યો.

ચર્ચા દરમિયાન અનેક અવનવાં નામો: લેનીન. સ્ટેલીન, માકર્સ, જયપ્રકાશ વગેરે વગેરે એણે સાંભળ્યાં. ચર્ચા ઘણી ઉગ્ર હતી અને એ બધા યુવાનો પોતાના આદર્શનેતા તરીકે જયપ્રકાશ અને લોહિયાના ફરમાનને આધીન થવું એવું મક્કમપણે નિરધારીને ઉઠયા.

કોઇકે કોંગ્રેસની પણ ટીકા કરી. કોઇકે એના વિષે પોતાની લાગણી દર્શાવી. કોઇકે મુસ્લીમ લીગની વલણ વિષે ટીકા કરી. આમ બધી ચર્ચા પર તો લાલાનું ખાસ લક્ષ રહ્યું નહિં પણ ચર્ચાનો મૂળ મુદ્દો એટલે કે સમાજવાદનું મૂળ ધ્યેય એના લક્ષમાં બરાબર આવી ગયું. દુનિયામાં બધા જ સરખા, કોઇ ધનવાન નહિં કે કોઇ ગરીબ નહિ! ગરીબોના પરસેવાના ટીપે રળેલી લક્ષ્મી ભોગવવાનો શ્રીમંતોને કાંઇજ અધિકાર નથી! વગેરે અનેક સુત્રો એના મનમાં આબાદ ઠસી ગયાં અને તેથી એનાથી બોલ્યા વિના રહેવાયું નહિં એટલે એ બોલી ઉઠયો, 'વાહ વાહ કેવું સરસ! આજે મારી આંખ આબાદ ઉઘડી ગઇ! બધા જ લોકો સરખા એ કેવો સુંદર વિચાર! હેં મોટાભાઇ! ત્યારે આપણે બન્ને હવે

સરખાને! તો તો હવે તમને દર મહિને ખીસ્સા ખર્ચના જે દશ રૂપિયા મળે છે તેમાંના પાંચ તમારે મને આપવા જ જોઇએ. મારા બે રૂપિયામાંથી એક હું તમને આપીશ એટલે બન્ને જણાની પાસે છ છ રૂપિયા સરખા ભાગે આવશે, પછી કેવી મઝા પડશે!'

અને પેલો મિત્ર તરત જ બોલી ઉઠયો 'શાબાશ! લાલા! તારા મગજમાં સમાજવાદ આબાદ ઠસી ગયો છે!'

પણ લાલાનો મોટાભાઇ આ સાંખી શકયો નહિં. એણે લાલાને ધુત્કારી કાઢયો અને કહ્યું, 'બેસ ચીબાવલા! એમ સુંઠને ગાંગડે ગાંધી થવા આવ્યો છે તે!'

અને ત્યાર પછી એ સમાજવાદી સભા આવતા રવિવારે વનભોજનનો કાર્યક્રમ કેવી રીતે ગોઠવવો તેની ચર્ચામાં લાગી ગઇ. વનભોજનમાં દરેકે શું શું ફાળો આપવો, નાસ્તા માટે શું શું વસ્તુઓ લાવવી, રમત ગમતો માટે કયાં કયાં સાધનો લેવાં અને છેવટે કયા સ્થળે જવું એ બધું ચર્ચાયું અને તે પ્રમાણે બધું નક્કી થયું એટલે સભા બરખાસ્ત થઇ.

રવિવાર રજાનો દિવસ હતો અને લાલાના મનમાં આજે શું કરવું તેની રૂપરેખા તૈયાર જ હતી. એટલે એ વહેલો વહેલો ઉઠ્યો અને નાહી ધોઇને તૈયાર થઇ ગયો. એના બા બાપાને આજે ખૂબ નવાઇ લાગી કારણ કે દરરોજ દસ વાર ટોક-વામાં આવે ત્યારે તૈયાર થનાર લાલો આજે સૌથી વહેલો કેમ તૈયાર થયો એ તેમના મનમાં એક કોયડો જ બની ગયો! પણ સૌ પોત પોતાના કામમાં પડી ગયા એટલે લાલા તરફ કોઇનું લક્ષ રહ્યું નહિં.

લાલો બહાર ગયો અને પોતાના મિત્રોને સૂચનાઓ આપીને પાછો આવી ગયો અને અભ્યાસનું પુસ્તક લઇને ડાહ્યો ડમરો થઇને બેસી ગયો.

બપોરના બે એક વાગ્યેથી લાલાને ત્યાં એના મોટાભાઇના મિત્રો ધીમે ધીમે આવવા લાગ્યા અને તેમની સાથે નાસ્તા માટેની વાનીઓ પણ આવવા લાગી. બધી ચીજો ઓરડામાં ગોઠવાઇ ગઇ. બધા મિત્રો આવી ગયા એટલે લાલાના ભાઇએ તેમને ચા માટે વિવેક કર્યો અને બધાએ હા પાડી એટલે લાલાને કહ્યું, 'લાલા! જરા રસોડામાં જઇને

મહારાજને કહે કે દશ કપ ચા તૈયાર કરીને અહિં લાવે!'

એની અજાયબી વચ્ચે લાલો તરત જ ઉઠીને મહારાજને વરદી આપી આવ્યો. બધા ચા પીને સ્વસ્થ થયા એટલે એણે ધીમે રહીને પ્રસ્તાવ મૂકયો, 'મોટાભાઇ, હું તમારી સાથે ઉજાણીમાં આવું ને?'

'ના, ના, ત્યાં તારા જેવા નાના ચેલકાનું કાંઇ કામ નથી.' લાલાનો ભાઇ બોલી ઉઠયો. તેના સમર્થનમાં એનો એક મિત્ર પણ તરત જ બોલી ઉઠયો, 'ખરી વાત છે! લાલાની લપ ત્યાં નહિં જોઇએ! એવા લપલપિયા વાંદરા ઉજાણીની બધી મોજ બગાડી મૂકે!'

આવા કડવાશથી ભરેલા વચનો બોલવાને માટે એને ખાસ કારણ હતું. એ લાલાની બહેનના હાથની ઉમેદવારી કરતો હતો. લાલો એનું કામ કરતો ન હતો પણ ઉલટાનો એની મશ્કરી અને ટોળ ટપ્પા ઊડાવતો હતો એટલે લાલાની સામે એની હંમેશાં લાલ આંખો જ રહેતી હતી.

'હંઅઅઅ, ત્યારે આપણે હવે મૂળ વાત પર આવીએ. આપણે અહિંથી ક્યારે નીકળીશું?'

એક મિત્રે પૂછયું.

'તે તને એટલી બધી શું ઉતાવળ છે. જવાય છે થોડીવાર રહીને. ગરજ સરી કે વૈદ વેરીના જેમ ચા મળી કે રફુચક્કર થવાનો તારો સ્વભાવ હજી ગયો નહિ!' બીજો બોલ્યો.

'ત્યારે શું દોડકાં છોલવાં છે?' પહેલો બોલ્યો.

'દોડકાં નહિં! પણ થોડીક વાર જરા બૅડ-મિંટન રમીશું પછી જરા નમતા પહોરે ચારેક વાગે નીકળીશું.' બીજાએ કહ્યું.

અને પછી બધા કપડાં ઉતારીને બૅડમિંટન રમવા માટે રવાના થયા. લાલાને કાંઇક આવુંજ જોઇતું હતું અને તેમ થતાં જ એ પાછલે બારણેથી બહાર નીકળી ગયો.

બબ્બે કલાક સુધી બૅડમિંટન રમીને પરસેવે નિતરતા બધા મિત્રો ટોળટપ્પા કરતા ઓરડા પાસે આવ્યા ત્યારે તેમને નવાઇ લાગી કે ઓરડો બંધ હતો. કદાચ અમસ્તો બંધ કર્યો હશે એમ ધારી એક જણાએ એને હડસેલો માર્યો પણ બારણું અંદરથી બંધ હતું એટલે ખૂલ્યું નહિ. પળ-વારમાં જ લાલાના વડિલ બંધુના મગજમાં ખ્યાલ આવ્યો કે લાલા સિવાય બીજા કોઇનું આવું પરાક્રમ

હોઇ શકે જ નહિં એટલે એ ખૂબ ગુસ્સે થઇ ગયો અને ધમપછાડા કરતો ને બારણાં હચમચાવતો બોલ્યો: 'લાલા, લાલા! બારણું ખોલે છે કે નહિં? બારણું જલદી ખોલ નહિં તો તારી ચામડી ઉતારી નાંખીશ.' પણ અંદર તદ્દન શાંતિ હતી એટલે એ દાંત કચકચાવતો બોલ્યો, 'લાલા! તને એક રૂપિયો ઉજાણી કરવા માટે આપીશ. જલદી ખોલ તો બારણું, અમારે બધાને મોડું થાય છે!'

આખરે લાલાએ બારણાં એકદમ ખોલી નાખ્યાં અને તેમ થતાં જ ધીમે રહીને એ બહાર સટકી ગયો. પણ.......

બધા મિત્રોની નજર ઓરડામાં પડતાં જ તે સૌ સ્તબ્ધ થઇ ગયા! કારણ? તેમની બધી જ વાનગીઓ: પકવાન ને સેવ ચેવડો, કેળાં ને નારંગી, કાજુ ને દ્રાક્ષ બધું જ સફાચટ થઇ ગયું હતું! રહી હતી ફક્ત ખાલી કાગળોની પસ્તી અને અસ્ત-વ્યસ્ત ટોપલીઓ! ઓરડામાં ઠેર ઠેર બધું વેરવિખેર પડ્યું હતું. અને વધુમાં બધાનાં જ પૈસાનાં પાકીટો તદ્દન ખાલીખમ આમતેમ દાંતિયાં કરતાં એમની સામે હસી રહ્યાં હતાં! આ તો હદ થઇ હતી! પણ હવે શું થાય!

બધા મિત્રો કપાળ કૂટતા અને લાલાને સ્વસ્તિવાચન સંભળાવતા વિખરાઇ ગયા. બધા મિત્રો બહાર જતાં જ લાલાનો મોટોભાઇ ગુસ્સાથી ધ્રુજતો લાલાની પાછળ દિવાનખાના તરફ પોતાના પિતા પાસે ફરિયાદ કરવા દોડ્યો ! પણ લાલો ત્યાં ન હતો ! રાત્રે કુટુંબ મેળો જ્યારે મળ્યો ત્યારે લાલાની વિરૂધ્ધનું તહોમતનામું જોરશોરથી એના મોટાભાઇએ પૂકાર્યું અને એના પિતાને આજીજી કરી કે લાલાની ખોડ હંમેશને માટે ભૂલાવી દેવી જોઇએ !

લાલાના બાપા ને બા, કાકા ને કાકી, બહેન ને બંધુ બધાજ હાજર હતા. એ ભરી સભામાં લાલાની ઉલટ તપાસ ચાલતી હતી. લાલાને એક વાતનો સંતોષ હતો કે એના બાપ આજે આનંદ-માં હતા.

એના બાપાએ એને પૂછ્યું, 'લાલા ! તારા મોટાભાઇ શું કહે છે ! એ વાત ખરી છે ?'

'હાજી' લાલાએ તદ્દન ટુંકો જવાબ આપ્યો.

'હેં એ એ એ ! શું કહ્યું ! તે તું એકલો એટલું બધું ચપાટી ગયો !' એની બા બોલી ઊઠી.

'દુકાળમાંથી જન્મ્યો છે કે શું ?' એની

કાકી બોલી.

'ના, ના એ તો ભીમસેનનો અવતાર છે ભીમસેનનો.' એના કાકાએ ટોળ કરી.

પણ લાલો તદ્દન શાંત હતો અને એનો ભાઇ ધુંધવાતો હતો.

'ના, ના. હું એકલો કાંઇ એટલું બધું ખાઇ શકું ખરો કે? હું કાંઇ ખાઉધરો નથી કે એકલ પેટો નથી તે એકલો ખાઉં! મોટાભાઇ અને તેમના મિત્રોને બદલે મેં અને મારા મિત્રોએ ઉજાણીની મોજ ઊડાવી છે. અને બહેન શાની ચાંપલી થાય છે! એણે પણ પેંડા અને કોપરાપાક, ચેવડો ને ચીકુ ખાધાં છે.' લાલાએ ખુલાસો કર્યો.

'મેં વળી ક્યારે ખાધું છે?' એની બહેન બોલી.

'તે એમ તું ના પાડીશ તે કાંઇ ચાલશે! તારા ફ્રોક પર ચેવડાના પેલા ડાઘા દેખાય!' લાલાએ કહ્યું.

બધાની ખાત્રી થઇ કે લાલાએ એકલાએ નહિં પણ એણે ને એના મિત્રોએ ઉજાણી કરી છે. એના પિતાએ પૂછ્યું, 'પણ તેં ચોરી કરીને શા માટે ખાધું?'

'મેં ક્યારે ચોરી કરી છે! આ તો

સમાજવાદ છે સમાજવાદ! મોટાભાઇના જ મિત્રો કહેતા હતા કે ગરીબોનાં લોહી ચૂસીને એકઠી કરેલી લક્ષ્મી ભોગવવાનો ધનવાનોને શો અધિકાર છે! આ દુનિયામાં કોઇ નાનું નથી અને કોઇ મોટું નથી! અને તેથી મોટાભાઇનું જે હોય તેમાં ભાગ પડાવવાનો અને એમના મિત્રોના ભાગમાં એમના મિત્રોના નાના ભાઇઓને ભાગ લેવાનો હોય જ ને. આમ હોવાથી અમે બધાએ ભેગા મળીને ઉજાણીની મોજ ઊડાવી તેમાં શું ખોટું કર્યું છે?' લાલો બોલ્યો.

બધા સ્તબ્ધ થઇને લાલાનો સમાજવાદ સાંભળી રહ્યા! લાલાનો મોટોભાઇ તો આ સાંભળતાં જ સરકી ગયો હતો એટલે બધા હસી પડ્યા. આમ હોવાથી લાલાના બાપે આ પ્રસંગ બન્યા પછી ખુશ થઇને એને રમવા જવાની તદ્દન છૂટ આપી દીધી.

✩

# મોટી તાપણી

દિવાળી ગઇ હતી અને કાર્તક મહિનો શરૂ થયો હતો. આ વર્ષે કાર્તકથી જ સાધારણ ઠંડીની શરૂઆત થઇ હતી. માગશરની શરૂઆતમાં તો ઠંડીનું મોજું ગુજરાત પર ફરી વળવા માંડયું હતું. અસહ્ય ઠંડીને લીધે માણસોના દાંત કડકડતા હતા, શરીરો ધ્રુજતાં હતાં, હાથપગ બરફ જેવા શિતળ થઇ જતા હતા.

આવી ઠંડી શહેરની ગીચ વસ્તી કરતાં ગામડા-ની છુટી છવાયી વસ્તીમાં વધુ લાગે છે. લાલાના ગામમાં પણ આ વખતની ઠંડી ખૂબ સાલતી હતી અને તેથી ગામડાની રીતે ટાઢ ઊડાવવાને માટે

લોકો નાની મોટી તાપણી સળગાવીને તાપતા હતા. કેટલાક લોકો ઘરમાં શગડી સળગાવીને ઠંડી સમાવતા હતા.

લાલાના વાડામાં નાની શી તાપણી સળગાવીને બધા બેઠા હતા અને આસપાસના કેટલાક પાડોશીઓ પણ ટાઢા પહોરનાં ગપ્પાં હાંકતા અને બીડીઓ ફુંકતા તાપતા બેઠા હતા. લાલો અને તેના ગોઠિયાઓ આસપાસથી ઘાસ કચરૂ લાવીને તાપણીમાં નાખી તેને સળગતી રાખતા હતા અને બધા આનંદથી તાપતા બેઠા હતા.

'વાહ લાલા! ખૂબ મોટા બાચકા ભરે છે ને શું?' લાલાના કરસનકાકાએ એને શાબાશી આપતાં કહ્યું.

'કરસનકાકા! અરે શું વાત કરો છો! આ તો બાચકી છે બાચકી. આનાથી મોટા મોટા બાચકા હું ભરી શકું છું.' લાલાએ તરતજ જવાબ આપ્યો.

અને લાલાના બાપે પણ તરત જ ઉમેર્યું, 'હા લાલો આવા ભાંગફોડના કામમાં ખૂબજ હોંશિયાર છે એની ના નહિં, પણ ભણવા ગણવાની વાત આવી કે એનાં મોતિયાંજ મરી જાય!'

પણ એ પુરાણ સાંભળવા માટે લાલો ત્યાં હતો ક્યાં? તે તો આસપાસથી તાપણી માટે કચરૂ એકઠો કરવા બિલ્લીપગે ઉપડી ગયો હતો.

આમ તાપણી સંકોરતા અને ટોળ ટપ્પાં મારતા બધા આનંદ કરતા હતા. સૂરજ ઉંચે ચઢ્યો અને મીઠો તાપ પડવાનો શરૂ થયો એટલે બધા ધીમે ધીમે તાપણીએથી ઊઠીને પોત પોતાને કામે વળગવા ઊઠી ઊઠીને ચાલવા લાગ્યા. લાલો અને તેના મિત્રો સંપૂર્ણ સ્વતંત્રતાથી તાપણીનો ઉપ-ભોગ કરવા લાગ્યા!

તાપણીનો દેવતા ધીમે ધીમે ઠરતો જતો હતો તેને સંકોરતો સંકોરતો સનત બોલ્યો, 'દોસ્ત લાલા! આવી નાની નાની તાપણીને બદલે ગામ આખાને માટે એક મોટી તાપણી કરી હોય તો કેમ? બધા જ એ મોટી તાપણીએ તાપવા આવે!'

'હા દોસ્ત! તારી વાત તો સોળ આના ને બે પાઇ જેવી છે! આપણે એવી મોટી તાપણી કરીએ કે આકાશમાં ખૂબ ઉંચે સુધી એના ભડકા જાય અને આખું ગામ ટાઢ ઊડાવવાને માટે ત્યાં તાપવા આવે! આપણે એવી તાપણી કરવી જ જોઇએ.'

લાલાને આ સૂચના મળતાં જ એનું ફળદ્રુપ

ભેજું મોટી તાપણીની યોજનામાં પરોવાયું અને એ બોલી ઊઠ્યો:

'ચાલો, ત્યારે મોટી તાપણી કરવાની એ વાત હવે ચોક્કસ! ઊઠો ત્યારે અહિંથી.' ચમન, ચંદુ અને ચતુર એકી સાથે બોલી ઊઠ્યા. સૌ સૌને ઘેર જવા રવાના થયા.

તે દિવસે સાંજે બધા ગામની બહાર સીમમાં ભેગા થયા ત્યારે લાલાએ પોતાની મોટી તાપણીની યોજનાની રૂપરેખા દોરતા કહ્યું, 'આજે શનિવાર છે. આવતી કાલે રવિવાર છે એટલે આપણને બધાને રજા છે. વધારામાં કાલે અમાસ પણ છે એટલે બધા લોકો પણ કામધંધાથી તદ્દન નવરા હોઇ ઘેર જ રહેશે. ખેતરોમાં ખેડૂતો પણ ભાગ્યે જ હશે કારણ કે આપણા ગામનો ઠરાવ છે કે અમાસને દહાડે બધાએ કામધંધો બંધ રાખવો.'

અરૂણનો જીવ તલપાપડ થતો હતો. તે લાલાનું આવું ભાષણ સાંભળવા તૈયાર ન હતો તેથી તે બોલી ઊઠ્યો, 'લાલા! આવું ભાષણ કરવું હોય તો શહેરમાં જા શહેરમાં. તારે જે કાંઇ કહેવું હોય તે તડ ને ફડ કહી દેને કે વાત જલદી પતે!'

લાલો કોઇનો ટુંકારો ખમે તેવો ન હતો અને

તેથી એક ધપ્પો અરૂણના વાંસા પર ઠોકતો બોલ્યો: 'બેસ ચીબાવલા! બેસવું હોય તો નહિં તો, ચાલતી પકડ અહિંથી. તારા જેવાનું અહિં કામ નથી.'

અરૂણનો વાંસો ચમચમતો હતો તેથી તે અને બીજા બધા શાંત બેઠા એટલે લાલાએ શરૂ કર્યું:

'હંઅઅઅ! તો આવતી કાલે સવારના પહોરમાં સૂરજ ઊગતા પહેલાં આપણે બધાએ અહિં સીમમાં આવવાનું. શું સમજ્યા! અને પછી પેલા કરસનકાકાની ઘાસની ગંજી છે ને, તેમાં દિવાસળી ચાંપીને તાપણી કરવાની, એટલે તાપણીનું અજવાળું જોઈને બધા લોકો તાપવા દોડી આવશે. કેમ કેવો વિચાર છે!'

બધાએ એકી અવાજે લાલાની યોજના વધાવી લીધી અને પછી સૌ વિખરાયા.

વહેલી સવારે ભળભાકડું થતામાં જ લાલો પથારીમાંથી ઉઠી ગયો અને તરત જ એના બાપાના ખીસ્સામાંથી દિવાસળીની પેટી કાઢી લીધી ને પોતાની પાટલુનના ખીસ્સામાં તે મૂકી દીધી. આ રીતે સજ્જ થઈને તે બહાર પડયો.

સીમમાં એ સૌથી પહેલો પહોંચી જનાર હતો પણ એને વધુ વાર રાહ જોવી ન પડી કારણ કે

એના બધા જ મિત્રો ધીમે ધીમે આવી લાગ્યા. બધા આજે આનંદ અને ઉલ્લાસથી ડોલતા હતા. એ સૌ ઠંડીથી ધ્રૂજતા હતા અને તેથી હાથ મસળતા હતા. મોટી તાપણી ક્યારે સળગે અને ટાઢ ઊડી જાય એની આતુર આંખે રાહ જોતા હતા.

કરસનકાકાનું કયું કુંધવુ (ઘાસની ગંજી) સળગાવવુ તેના માટે બધા વિચારમાં પડયા. કારણ કે કોઇ તેમને ત્યાં જોઇ જાય તો ફજેતો થાય અને પ્રસાદી ખાવી પડે. છેવટે કરસનકાકાની જે પાંચ સાત ગંજી હતી તેમાંની બરાબર વચ્ચો વચ્ચ જે હતી તેને જ સળગાવવાનુ સર્વાનુમતે મંજૂર થયું. લાલાએ દિવાસળી સળગાવી પણ પવનનો સપાટો આવ્યો અને દિવાસળી હોલવાઇ ગઇ. લાલો એમ નિરાશ થાય એવો ન હતો. પાંચ છ દિવાસળી એમ હોલવાઇ ગયા પછી એક દિવાસળી બરાબર સળગી અને લાલાએ તરત જ તેને ઘાસની ગંજીમાં ચાંપી. સાધારણ ધુમાડો નીકળ્યો અને પછી અગ્નિની જવાળાનો ભડકો નીકળ્યો અને બધા મિત્રો આનંદથી નાચી ઊઠ્યા.

ભડકો ધીમે ધીમે મોટો થતો જતો હતો. એ જેમ જેમ મોટો થતો હતો તેમ તેમ લાલાની

ટોળીને તાપથી બચવાને દૂર દૂર જવું પડતું હતું. આખરે આખી ગંજી આગથી ભભુકી ઊઠી અને તેની જ્વાળાઓ ઉંચે આકાશમાં ચઢવા લાગી. ધુમાડાથી આકાશ છવાઇ જવા લાગ્યુ. એવામાં કોઇ દિશાએ ગએલા માણસે આમ કરસનકાકાની



ગંજીમાંથી ધૂમાડા નીકળતા જોયા અને એણે ગામમાં જઇને બૂમ પાડી: 'અરે કરસનકાકા!

તમારી ઘાસની ગંજી સળગી છે. જલદી દોડો નહિં તો બધું ઘાસ સાફ થઇ જશે. પછી ડોબાં ખાશે શું ?'

કરસનકાકા કાછડી ખોસતા ભર્યે શ્વાસે ખેતર તરફ દોડ્યા. તેમની પાછળ તેમના પાડોશીઓ, સગાંવહાલાં અને આખું ગામલોક પાણીનાં માટલાં, બાલદીઓ વગેરે સાધનો લઇને આગ હોલવવાને દોડ્યા, કારણ કે ગામમાં ઘણો જ સંપ હતો.

લાલો અને તેની ટોળીએ પહેલાં તો ખૂબ મઝા માણી પણ ધીમેધીમે તાપણીનું તાપણું થતું ગયું અને તાપ પણ વધવા લાગ્યો એટલે એને ચિંતા થવા લાગી કે આ ખોટું થયું છે. પણ હવે શો ઉપાય ?

એટલામાં એને એક વિચાર આવ્યો કે કદાચ કોઇ એની ટોળીને ત્યાં જોઇ જાય તો તો એને માથે આફત જ ઉતરે તેથી એણે પોતાની ટોળીને ઇશારો કર્યો કે જ્યાં લાગ મળે ત્યાં નાસી જવું. એ રીતે બધા પોત પોતાની રીતે ભાગી ગયા. લાલો એક ઝાડ ઉપર ચઢી ગયો અને ત્યાંથી બધું જોતો બેઠો.

લોકોની દોડાદોડી ખૂબ થતી હતી. સૌ કોઇ પોતાનાથી જેટલું બને તેટલું આગ હોલવવાનું

કામ કરતા હતા. કોઇ કુવામાંથી પાણી સિંચતા હતા, તો કોઇ પાણીનાં સાધનો કુવાના થાળામાંથી ભરી ભરીને આગ હોલવવા દોડતા હતા, તો કોઇ આસપાસની ઘાસની ગંજીઓને બચાવવાને માટે ત્યાંનું ઘાસ દૂર ખસેડતા હતા. આમ સૌ લોકો સંપૂર્ણ એકદીલીથી કામ કરતા હતા. તેથી આગ પણ ધીમેધીમે કાબુમાં આવતી જતી હતી.

લાલાએ જોયું કે આગ હોલવાવા લાગી છે ત્યારે એ ઝાડ પરથી નીચે ઉતરી ગયો. સંકેત-દ્વારા બધા મિત્રોને પણ એણે બોલાવી લીધા અને દૂર ઉભા રહીને બધું જોતા ઉભા રહ્યા. એટલામાં કરસનકાકાની નજર લાલા પર પડી એટલે ખભા પર ભરેલો ઘડો લઇને સ્થૂળ શરીર માંડ સમાલતા તે તરફ દોડતા આવ્યા અને પૂછ્યું : 'અરે મારી ઘાસની ગંજીમાં કોણે આગ મૂકી?'

લાલાને ટીખળ સુઝી આવ્યું અને એ બોલ્યો : 'તમારી ઘાસની ગંજીમાં આગ લગાડી પેલી તાપણીએ!'

'ક્યાં ગઇ એ દુષ્ટા તાપણી?' કરસનકાકા બીજા હાથની મુક્કી ઉગામતા બોલ્યા.

'અરે એ તો તમારી ઘાસની ગંજીમાંજ સમાઇ

ગઇ અને કુંકાઇ પણ ગઇ.' લાલાએ કહ્યું.

'કોણે જોઇ હતી એને ?' કરસનકાકાએ પૂછ્યું.

'અમે બધાએ!' એકી અવાજે બધા બોલી ઊઠ્યા.

'મુઇ રાંડ બળી મરી તે ઠીક થયું! નહિં તો એની બરાબરની ખબર લઇ નાંખતે!' કરસનકાકા ક્રોધ કરતા બોલ્યા અને ફાંદ ડોલાવતા આગ હોલવવા દોડ્યા.

આગ હોલવાઇ ગઇ એટલે ઘાસની ગંજીના તળિયાના ભાગમાં કદાચ દેવતાની ચીનગારી રહી ગઇ હોય તે જોવા માટે મોટા મોટા ને લાંબા લાંબા ધારિયા વડે બધા બળી ગએલા ઘાસને ખોરતા ઉભા હતા, ત્યાં કરસનકાકાના ધારિયામાં કોઇ વસ્તુ અથડાઇ અને કાકાએ ધારિયું ખેંચી જોયું તો ધારિયું ખેંચાયુ નહિં એટલે એમણે જોર કર્યું પણ ધારિયું પાછું નીકળવાને બદલે કરસનકાકા ગુલાંટ ખાઇ ગયા. બધાએ તેમને ટેકો આપીને ઊભા કર્યા.

અને પછી બધુ ઘાસ ખસેડીને તપાસ કરી તો સૌ કોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. બળેલા ઘાસની નીચે એક મોટી મજુસ પડેલી હતી. એ મજુસના કડામાં ધારિયું ભેરવાયું હતું એ વાત બધાને

સમજાઇ! પણ કરસનકાકાના ખેતરમાં મજુસ અને તે પણ આવડી મોટી આવી ક્યાંથી એ પ્રશ્ન ઉપ-સ્થિત થયો. પણ એટલામાં જ નરભેરામ પંડ્યા બોલી ઊઠ્યા. 'આ મજુસ તો મારી છે મારી. મારા સસરાની સૈયામાં મારા સાળાએ મને આપી હતી તે! અને ગઇ સાલ જ તે મજુસ ચોરાઇ ગઇ હતી!'

અને બધાએ તપાસ કરી તો ખબર પડી કે એ વાત ખરી હતી. મજુસને મોટું ખંભાતી તાળું લગાડેલું હતું. કોસ ભેરવીને એ તાળું તોડી નાખવામાં આવ્યું અને મજુસ ખોલવામાં આવી ત્યારે તો બધાના આશ્ચર્યનો પાર રહ્યો નહિં, કારણ કે મજુસમાં ગામ આખાની વર્ષો થયા ચોરાએલી વસ્તુઓ અકબંધ પડી હતી!

'ક્યાં ગયા એ કરસનકાકા!' લાલાના બાપ બોલી ઊઠ્યા. પણ કરસનકાકા અગિયારા ગણી ગયા હતા.

લાલાએ કરસનકાકાને નાસતાં જોયા હતા એટલે એણે કરસનકાકાને પકડી લીધા હતા. એણે અને એની ટોળીએ કિલ્લેબંધી કરી લીધી હતી. કરસનકાકાએ ત્યાંથી છટકવા ખૂબ ફાંફાં માર્યા પણ છટકાયું નહિ. એવામાં લાલાના પિતાનું ધ્યાન તે

તરફ દોરાયું અને એ તરત જ ત્યાં દોડી આવ્યા અને બોલી ઊઠ્યા: 'વાહ મારા બેટા લાલા! તેં આબાદ બદમાશને પકડ્યો છે! શાબાશ છે તને!' અને એનો ખભો થાબડ્યો. એટલી વારમાં આખું ગામ ત્યાં એકઠું થઇ કરસનકાકાને ઘેરી વળ્યું.

કરસનકાકાનું મોઢું કાળી શાહી જેવું બની ગયું હતું. એમણે નજર નીચી ઢાળી દીધી હતી.

ગામ આખામાં કાળા કરમ કરનાર કરસન કાકા બહારથી તો ખૂબ ધાર્મિક વૃત્તિના અને ઉદાર જણાતા હતા. તેમની પોલ આ રીતે ખુલી જશે એવો એમને કદીયે ખ્યાલ ન હતો પણ પાપ! પાપ તો મોભે ચઢીને પોકાર કર્યા વિના રહે ખરૂં!

લાલાએ પલ્લું પોતાના તરફ નમતું જોયું એટલે ચાલતી ગાડીમાં એ ચઢી બેઠો અને પછી પોતે ગામ આખાની ટાઢ ઊડાવવાને મોટી તાપણીની યોજના કઇ રીતે કરી હતી તેનું રસિક બયાન કરી બતાવ્યું.

અને ખરેખર! ગામ આખાની ટાઢ લાલાએ ઊડાડી હતી એ બાબત ના પણ કેમ પડાય? આમ લાલો ગામ આખાનો જ 'લાલ' બની ગયો.

☆

# લાલો લખપતિ બન્યો

લાલાને પોતાના ગામ પ્રત્યે એટલી બધી મમતા હતી કે એને બહારગામ જવાનું જરાયે ગમતું નહિં. એના માટે ખાસ કારણ પણ હતું કે એ પોતાના ગામમાં સરદારી ભોગવતો હતો અને એના મિત્રો એના પ્રત્યે અખૂટ પ્રેમ ધરાવતા હતા. આમ હોવાથી જ્યારે એના પિતાએ કહ્યું કે 'લાલા, તારે આ હોળીની રજામાં કાન્તાકાકીને ત્યાં જવાનું છે, ત્યારે લાલાએ એનો ખૂબ વિરોધ કર્યો પણ એનું કાંઇ ચાલ્યું નહિં, કારણ કે કાન્તાકાકી વિધવા હતાં અને એમને છૈયુ છોકરૂં ન હતું. એમની પાસે થોડી ઘણી મુડી હતી અને લાલાના પિતાની

નજર એ મુડી પર મંડાઇ રહી હતી. એમનો અંદરખાનેથી એવો વિચાર પણ ખરો કે કાન્તા લાલાને દત્તક લેવાને કહે તો પોતે ના નહિંજ પાડે, પણ કાન્તાકાકી સો ગળણે ગાળીને પાણી પીએ એવી હતી.

એણે આ વખતે પોતાના દિયરને લખ્યું હતું કે 'થોડા દિવસ ચિ. લાલાને મારી પાસે રહેવા મોકલશો. આવડું મોટું ઘર મને ખાવા ધાય છે. મારી પાસે ઘરનું મારૂં પોતાનું જ કોઇ અંગત માણુસ હોય તો ઠીક પડે માટે તમે જરૂર જરૂરથી ચિ. લાલાને મોકલશો.'

તેના જવાબમાં લાલાને મોકલવાનો ઠરાવ થયો હતો. પરિણામે લાલાના વિરોધ છતાં એને કાકીને ત્યાં જવું પડયું. હોળીના તહેવારોની એક અઠવાડિયાની રજા હતી એટલે આઠ આઠ દિવસ અને તેય ઉનાળાના લાંબા લાંબા દિવસ કેમ પસાર કરવા તેની ચિંતા કરતો લાલો કાન્તાકાકીના ઘરમાં બેઠો હતો.

કાન્તાકાકીની મહાકોરમાસી કાયમની એમને ઘેર જ રહેતી હતી. કાન્તાને પોતાની માસી પ્રત્યે એટલું બધું મમત્વ હતું કે એમના વિના એક

પળ પણ એ રહી શકતી ન હતી. માસીને પણ ભાણેજ પર અથાગ પ્રેમ હતો. મહાકોરમાસી વયોવૃદ્ધ હતાં અને તેથી ઘણું કરીને ઘરની બહાર નીકળતા નહિં. કાન્તાકાકીનું મકાન ઘણું મોટું હતું અને મકાનને ફરતું વિશાળ કમ્પાઉન્ડ હતું. એની દેખભાળ માટે માળી રાખ્યો હતો અને એણે મઝાનો બગીચો બનાવ્યો હતો ને ફૂલઝાડ ઉછેર્યાં હતાં. સૌથી પ્રથમ લાલાને માળીની સાથે નહિં બન્યું. લાલો એના સ્વભાવ પ્રમાણે બાગમાં ખૂબ અવ્યવસ્થા કરી મૂકતો હતો તે માળીને ગમતું ન હતું, પણ ધીમે ધીમે એને પણ લાલા પ્રત્યે લાગણી થઇ.

કાકીના ઘરમાં લાલાને એક અજોડ જોડીદાર મળી ગયો અને તે કાન્તાકાકીનો કૂતરો. કદાવર બાંધાનો અને ઉંચી જાતનો એ કૂતરો હતો. લાલાએ એ કૂતરા સાથે દોસ્તી બાંધી દીધી અને પછી તો લાલો અને ટીપુ બન્ને સાથીદાર બની ગયા, એટલે આસપાસના સ્થળોમાં રખડવામાં લાલાને રસ પડવા લાગ્યો. લાલાને હવે નિરસતાને બદલે આનંદ પ્રાપ્ત થવા લાગ્યો. ઘરમાં બીજી કોઇ જાતની ઝંઝટ હતી નહિં.

ઘરમાં સરસામાન અને ફર્નીચર પણ ખપ પૂરતાં અને સાદાં હતાં. તેથી લાલા અને ટીપુને રમવા માટેની પૂરતી જગા ઘરમાં પણ મળી રહેતી હતી. કાકીના મકાનની પાસે જ કાકીનું જબરજસ્ત આંબાવાડિયું હતું. આંબાવાડિયામાંથી મરવા તોડી તોડીને ઇચ્છા મુજબ ખાતાં લાલાને કોઇ રોકટોક કરનાર ન હતું.

લાલાએ ટીપુને ધીમેધીમે પોતાની ગામડાંની રીતરસમો શીખવી દીધી. ટીપુ પણ હોંશિયાર હતો અને તેથી કેવી રીતે ઠેકડો મારવો, કેવી રીતે તળાવમાં ફેંકેલી લાકડી લઇ આવવી અને એવું એવું કંઇ કંઇ શીખી ગયો.

લાલાને પહેલાં તો લાગતું હતું કે મહાકોર માસી સાથે બનશે કે કેમ! પણ મહાકોરમાસી મોટા મનનાં અને બાળકો પ્રત્યે પ્રેમ ધરાવનાર હતાં. તેથી તેમણે લાલાને પોતાની પાસે બોલાવીને કહી દીધું હતુઃ ‘બેટા લાલા! જો આ ઘર તારૂં જ છે એમ તારે ગણવાનું. તારે માટે ઘરમાં પુષ્કળ ખાવાપીવાનું બનાવી રાખ્યું છે તે તારે જેમ ખાવું હોય તેમ ખાજે. બિલકુલ શરમાતો નહિં હો બેટા! અને ખૂબ ખૂબ રમજે! કેમ

ટીપુ સાથે ફાવે છે ને?' અને વહાલથી એના વાંસા પર હાથ ફેરવ્યો હતો. લાલાએ પણ તરત જ જવાબ આપ્યો હતો કે: 'હા માસીબા, મને ખૂબ ફાવી ગયું છે.'



કાન્તાકાકીએ પણ જે દિવસે લાલો તેમને ત્યાં ગયો તેજ દિવસે એને પોતાના ખોળામાં બેસાડીને કહ્યું હતું, 'જો મારા દીકરા લાલા! તને અહિંયાં મઝા કરવાને બોલાવ્યો છે, માટે કોઇ વાતથી તારે ગભરાવું નહિં. તારે જે ચીજ જોઇએ તે માગી લેવી. કોઇ તને ના પાડશે નહિં. મેં બધા નોકર ચાકરોને કહી દીધું છે, કે તારે જે કાંઇ જોઇતું હોય તે તરત જ આપવું અને તેમ છતાં કોઇ તને નહિં આપે તો તું મને કહેજે.'

આ પ્રમાણે માસીબા અને કાકી બન્ને પોતાના પર ચારે હાથ રાખનાર છે એમ જાણીને લાલો ખૂબ રાજી થયો. આવા પ્રકારનો પ્રેમ એની બા સિવાય બીજા કોઇએ દર્શાવ્યો ન હતો, કારણ કે ઘરના ઘણાખરા તો એને હડધૂત કરીને હાંકી મૂકવાના જ મતના હતા.

લાલાના દિવસો આમ સુખે વહી જવા લાગ્યા અને લાલાનો ત્યાંનો નિવાસ એના માટે આનંદપૂર્ણ બની ગયો.

લાલાએ ટીપુને એવો તો સરસ કેળવ્યો હતો કે 'જો પેલો રહ્યો ઉંદર' એમ લાલો કહે કે તરતજ ટીપુ આખે શરીરે ધ્રુજી ઊઠતો અને ઉંદરને જોવા માટે આંખ અને એની ગંધ માટે નાક ફેરવતો!

બે દિવસ પછી લાલાને લાગ્યું કે કાકીના સ્વભાવમાં કાંઇક પરિવર્તન થવા લાગ્યું છે કારણ કે ઘણીવાર કાકી ચિડાઇ જતાં હતાં. જો કે લાલા સાથે તો નહિંજ. કોઇવાર કાકી શૂન્યમનસ્ક થઇને માથે હાથ દઇને બેસી રહેતાં! લાલાને કાકીના આવા વર્તનનો એક મોટો કોયડો માલમ પડ્યો.

એક દિવસ કોઇ ઉંચો અને કદાવર માણસ કાકીને ત્યાં આવ્યો અને એકાદ કલાક બંધ બારણે વાતો

કરીને ચાલ્યો ગયો. એના ગયા પછી કાકીએ કહ્યું કે એ વકીલ હતો અને મળવા આવ્યો હતો. લાલાને લાગ્યું કે કાંઇક પણ એવું છે જે કાકીના મન પર અસર કરે છે. એક વખત એ વિચાર આવ્યો એટલે પછી તે વિચાર એને છોડતો નહિં. લાલાએ નિશ્ચય કર્યો કે કાકીના મનનું દુઃખ પોતે કેવી રીતે ઓછુ કરે! ખૂબ વિચારને અંતે એને લાગ્યું કે મોટેરાંઓ નાહકનાં ફિકર ચિંતા કરીને અધમૂવાં બની જાય છે. એમણે તો અમારા જેવા તદ્દન નફકરા બની જવું જોઇએ. સાધારણ જેવી બાબત ખાતર આમ ચિંતા કરવાથી શો ફાયદો?

એક દિવસ એ મહાકોરમાસી પાસે ગયો અને તેમને ધીમે રહીને પૂછ્યું: 'માસીબા! હમણાં કાકી કેમ હસતાં દેખાતાં નથી? એમને શી ચિંતા છે?'

'વાહ મારા બેટા! તું તો ખૂબ ડાહ્યો છે મારા દીકરા! તારી કાકીને એક ચિંતા હમણાંની ખૂબ સતાવે છે.' માસીબા બોલ્યાં.

'મને નહિં કહો!' લાલાએ પૂછ્યું.

'હા, હા. કહું છું સાંભળ! તારા કાકાને દુનિયાના જુદા જુદા દેશોમાં રખડવાનો ખૂબ શોખ હતો અને તે જે જે દેશ જતા ત્યાંથી અવનવી

ચીજો લઈ આવતા. એવી બધી વસ્તુનું એમણે એક સુંદર પ્રદર્શન પોતાના દિવાનખાનામાં ગોઠવ્યું છે. એમાં આપણા દેશની કેટલીયે પુરાણી વસ્તુઓ છે. યુરોપ અમેરિકા અને આફ્રિકાની પણ અજબ જેવી વસ્તુઓ છે. એ બધી વસ્તુઓનું સંગ્રહ-સ્થાન બનાવીને આ કસ્બાની સુધરાઇને આપવાનું વીલ એમણે કર્યું છે.' માસીબાએ કહ્યું.

'શાનું બીલ? માસીબા!' લાલાએ પૂછ્યું.

'બીલ નહિ પણ વીલ. વીલ એટલે પોતાના મરણ પછીથી પોતાની માલ મિલ્કતની વ્યવસ્થા કરવાની પોતાની ઇચ્છા હોય તે.' માશીબાએ વીલનો અર્થ સમજાવ્યો.

'ઓ હો! એમાં આટલી બધી તે શી ચિંતા?' લાલો બોલ્યો.

'અરે મારા દીકરા! તને કાંઇ સમજ પડતી નથી અને વચમાં ઝીંક્યે રાખે છે. હવે ધ્યાન દઈને સાંભળ. મરવા અગાઉ તારા કાકા બર્મા ગયા હતા અને ત્યાંથી બુદ્ધ ભગવાનની એક ઘણીજ અલૌકિક મૂર્તિ લેતા આવ્યા હતા. આ મૂર્તિ એવી અદ્દભૂત છે કે એનો જોટો આખી દુનિયામાં જડે તેમ નથી. એ મૂર્તિનો ઘણા વખતથી પત્તો

મળતો નથી. અમે લોકોએ ઘણી શોધખોળ કરી પણ એ મૂર્તિ અમોને મળતી નથી. સુધરાઇ વાળાએ સંગ્રહસ્થાન માટેનું સુંદર મકાન બાંધી પણ દીધું છે અને હવે અહિંથી બધી વસ્તુઓ ત્યાં ગોઠવવા માગે છે. વીલ પ્રમાણે પેલી બુદ્ધ ભગવાનની મૂર્તિ પણ એમને જોઇએ છે. તારી કાકીને આ મૂર્તિની ફિકર છે.' માસીએ કહ્યું.

આ બધી વાતનો સાર લાલો સમજી ગયો કે બુદ્ધ ભગવાનની મૂર્તિ માટે આ લોકો ફિકર ચિંતા કરે છે અને તેથી એણે પૂછ્યું:

'માસીબા! પણ એ મૂર્તિ છેલ્લી ક્યારે આપણે ત્યાં જોઇ હતી?'

'તારા કાકા મરણ પથારીએ પડ્યા ત્યારે એ દિવાનખાનામાં મૂકી રાખેલી હતી. ત્યાર પછી બધા લોકો તારા કાકાની સારવારમાં પડ્યા એટલે કોઇને પેલી મૂર્તિનું ધ્યાન રહ્યું નહિં તેથી કોઇ તેને તફડાવી ગયું લાગે છે. ગામ સમસ્તે એ મૂર્તિ જોઇ છે અને તેથી સુધરાઇનો પ્રમુખ આગ્રહ રાખે છે કે એ મૂર્તિ મળે તોજ સંગ્રહ-સ્થાનને તારા કાકાનું નામ આપવું.' માસીએ કહ્યું.

'તે ભલે ને એ લોકો કાકાનું નામ નહિં આપે! આપણે કહેવું કે નામ આપો તો ય ઠીક અને ન આપો તો ય ઠીક. મુર્તિ ચોરાઇ છે તો શોધી લાવો અને તેને ગોઠવો! નહિં તો માસીબા! આજ મકાનમાં આપણે બધું કાકાએ લાવેલું ગોઠવી દઇએ તો કેમ?' લાલાએ પૂછ્યું.

'તે દીકરા! આ મકાન તો તારા કાકા તને વારસામાં આપવાનું લખી ગયા છે.' માસીએ કહ્યું.

આ પ્રમાણે વાતો ચાલતી હતી ત્યાં કાકી આવી પહોંચ્યાં.

'કાકી! માસીબા કહે છે તે વાત ખરી છે?' લાલાએ પૂછ્યું.

'શી વાત ભાઇ?' કાકીએ પૂછ્યું.

'એ તો હું તારી પેલી બુદ્ધ ભગવાનની મૂર્તિની વાત લાલાને કહેતી હતી.' માસીબાએ ખુલાસો કર્યો. તે સાંભળતાં જ કાકીએ એક ઊંડો નિસાસો મૂકયો અને બોલ્યાં: 'હા, ભાઇ લાલા! એ વાત તદ્દન ખરી છે અને એનીજ ફિકર ચિંતામાં હું છું.'

એટલામાં નોકરે આવીને ખબર આપ્યા કે વકીલ સાહેબ મળવા આવ્યા છે તેથી કાન્તા

ઉઠીને દિવાનખાનામાં ગઇ. લાલો પણ તેની પાછળ જ ગયો અને ડાહ્યો ડમરો થઇને વાત સાંભળતો બેઠો.

વકીલે થોડી આમતેમ વાતો કરી અને પછી કહ્યું: 'ત્યારે કાન્તાબ્હેન! હવે પેલા સંગ્રહસ્થાનનું શું કરવું છે? સુધરાઇના પ્રમુખ તે માટે મને વારંવાર તાકીદ કરે છે.'

'તે મારી કયા દિવસે તે માટે ના છે!' કાન્તાએ કહ્યું.

'પણ એમને તો પેલી બુદ્ધ ભગવાનની બર્મીઝ મૂર્તિનું જ ખરૂં મહત્વ લાગે છે અને તેથી કહે છે કે મૂર્તિ ન હોય તો બધું સંગ્રહસ્થાન એકડા વગરના મીંડા જેવું જ થાય તેમ છે! તો પછી હવે આપણે શો જવાબ આપવો તે સમજાતું નથી. તમે જો કહેતાં હો તો પુનાના સી. આઇ. ડી. (છૂપી પોલિસ) ખાતાને આ કામ સોંપીએ.' વકીલે સૂચના કરી.

'તે બાબત હું કયારે ના કહું છું! ગમે તેટલો ખર્ચ થાય તેની મને બિલકુલ ફિકર નથી પણ મારા સ્વર્ગસ્થ પતિની ઇચ્છા પૂર્ણ કરી તેમના આત્માને સંતોષ આપવો જ જોઇએ. માટે તમને જે કાંઇ ઠીક લાગે તે કરજો.' કાન્તા બોલી અને

પછી થોડીવાર બાદ વકીલ ઊઠીને ચાલતા થયા.

પુનાના ચુનંદામાં ચુનંદા ગુન્હાશોધનના નિષ્ણાતને આ મૂર્તિ શોધી કાઢવાનું કામ સોંપવામાં આવ્યું. તેણે ત્યાં આવીને ખૂબ તપાસ કરી પણ પરિણામ શૂન્ય આવ્યું.

લાલાની રજાઓ પૂરી થઇ એટલે એને ઘેર જવું પડ્યું. હવે તો લાલાને પોતાને જ કાકીને ઘેર ગમી ગયું હતું એટલે ઉનાળાની રજાઓ પડતાં જ એણે પોતાનાં માતપિતાની રજા લીધી અને કાકીને ત્યાં પહોંચી ગયો.

ત્યાં પહોંચીને જરા સ્વસ્થ થતાં જ એણે કાકીને પૂછ્યું: 'હેં કાકી! પછી પેલી મૂર્તિ મળી ખરી કે?'

'ના ભાઇ ના. મૂર્તિનો બિલકુલ પત્તો ખાતો નથી. આ રવિવારે સુધરાઇના પ્રમુખ અને વકીલ બન્ને હવે શું કરવું તેનો વિચાર કરવા માટે આપણે ત્યાં આવવાના છે.' કાકીએ કહ્યું.

'કયો રવિવાર? આવતી કાલે છે તે જ ને?' લાલાએ પૂછ્યું.

'હા, ભાઇ!' કહી અને પછી વાત ભૂલવાને માટે કાકી ઊઠીને બીજા કામમાં ચિત્ત પરોવવા

ચાલ્યાં ગયાં.

લાલાએ સિસોટી મારીને ટીપુને બોલાવ્યો અને પછી હોળીની રજામાં જે જે શિખવ્યું હતું તે ટીપુને યાદ છે કે કેમ તેની પરીક્ષા કરી જોઇ. એને સંપૂર્ણ સંતોષ થયો કે ટીપુને બધું જ યાદ હતું અને તેથી ટીપુને લઇને એ રમવા માટે બહાર દોડી ગયો.

એ રમતો રમતો ખૂબ દૂર નીકળી ગયો એટલામાં બાજુના બંગલાના દરવાજામાં ઉભેલા એની જ ઉમરના એક છોકરાએ એને બૂમ મારી, 'દોસ્ત! તારે ધોળો ઉંદર જોવો છે?'

'ધોળો ઉંદર? ઉંદર તે વળી ધોળા હોતા હશે?' લાલાએ આશ્ચર્ય પામતાં પૂછયું.

'હા હા દોસ્ત! દૂધ જેવા ધોળા. મારે ત્યાં છે. તારે જોવા હોય તો ચાલ મારે ત્યાં.' પેલા છોકરાએ એને આમંત્રણ આપ્યું.

અને લાલાએ બંગલાના ઓટલા પર જ મૂકેલા જાળીવાળા પાંજરામાં ધોળા બગલાની પાંખ જેવા ઉંદરો જોયા ત્યારે એ સ્તબ્ધ બની ગયો. એણે આંખો ચોળી જોઇ અને પોતાના શરીરને ઝીણી ચુંટી ખણીને ખાત્રી કરી જોઇ કે એ સ્વપ્ન તો

નથી જોતોને! થોડીવાર પછી એ બોલ્યો: 'તારી વાત તદ્દન ખરી છે. પણ એવા કાંઇ ઉંદર નહિં હોય! એ તો સસલાનાં બચ્ચાં હશે બચ્ચાં.'



અને પેલો ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો: 'પણ તને ખબર નથી કે સસલાના કાન તો લાંબા લાંબા હોય અને તેથી તો એને ખરગોશ (ગધેડાના જેવા લાંબા કાનવાળો) કહે છે. ઉંદરના તો નાના નાના કાન હોય અને લાંબી લાંબી પુંછડી હોય.' પેલા છોકરાએ એને સમજ પાડી.

હવે લાલાની ખાત્રી થઇ કે એ છોકરાની વાત તદ્દન ખરી છે. એણે પૂછ્યું, 'તે ધોળા ઉંદર તારે ત્યાં ક્યાંથી આવ્યા?'

'મારા બાપા આપણા દેશની ઊંડામાં ઊંડી કોલસાની ખાણના મેનેજર છે. એ ખાણ બરમો નામના ગામમાં છે. ત્યાં એ લોકો આવા ધોળા ઉંદર પાળે છે.' છોકરો બોલ્યો.

'શા માટે ધોળા ઉંદર પાળે છે? મારા મિત્ર વિનુને ઉંદરો પાળવાનો બહુ શોખ હતો પણ બધા ગામના લોકો એની મશ્કરી કરતા હતા.' લાલાએ કહ્યું.

'એ ધોળા ઉંદરોને આ લોકો એક પાંજરામાં પૂરીને કોલસાની ખાણમાં ઉતારે છે અને થોડીવાર એ પાંજરૂં ભોંય તળિયે રહેવા દે છે. પછી એને બહાર ખેંચીને જુએ છે કે પાંજરામાંના ઉંદર જીવે છે કે મરી ગયા.' પેલાએ કહ્યું.

પણ લાલો વચમાંજ બોલી ઊઠ્યો, 'શા માટે?'

'કોલસાની ખાણમાં કોઇ વખત ઝેરી ગેસ થાય છે અને તે ગેસ જો ખાણમાં હોય તો ખાણમાં કામ કરવા જતાં મજૂરો મરી જાય તેથી તેવો કોઇ ઝેરી ગેસ છે કે કેમ તેની તપાસ કરવાને માટે આ ધોળા ઉંદરોને પાંજરામાં પૂરીને ખાણમાં પહેલાં ઉતારી જુએ છે. જો ઉંદરો જીવતા આવે તો ખાણમાં સબસલામત છે એમ ખાત્રી

થાય અને પછી મજૂરો ખાણમાં કોલસા કાપવા માટે ઉતરે.' જિનેન્દ્રે સમજ પાડી.

'તારી પાસે આટલા બધા ઉંદરો છે તેમાંથી મને બે ચાર નહિં આપે?' લાલાએ પૂછ્યું.

'હું મારા બાપાજીને પૂછી આવું.' જિનેન્દ્રે કહ્યું. અને થોડીવાર પછી પાછા આવીને કહ્યું: 'મારા બાપાજી કહે છે કે જોઇતા હોય તો આપ.'

પછી એણે પાંજરૂં ખોલીને બે ધોળા ઉંદરો લાલાને આપ્યા. લાલાએ બન્ને ઉંદરને જુદાજુદા ખીસ્સામાં મુકીને ઉપર બટન ચઢાવી દીધાં અને પછી ઘેર ગયો. લાલાનાં ખીસ્સાં હંમેશાં ખાવા-નાથી ભરેલાં જ રહેતાં હતાં અને તેથી ઉંદરોને ખાવાની ખૂબ મઝા પડી. તેમણે સારી પેઠે ખાધું અને પછી ઊંઘી ગયા. રાત પડી અને લાલો સૂઇ ગયો. સવારના પહોરમાં એને આગલા દિવસની ઉંદરની વાત યાદ રહી નહિં.

કાકીએ એને સૂચના આપી રાખી હતી કે સવારના આઠ વાગે પ્રમુખ અને વકીલ આવવાના છે માટે કપડાં પહેરીને ઠીકઠાક થઇને દિવાનખાનામાં બેસવું અને પછી કહ્યું હતું કે 'લાલા! તું કોટ પહેરીને બેસજે. સમજ્યો. ટીપુને તારી પાસે જ

રાખજે અને તોફાન કરે નહિં તેની કાળજી રાખજે.'

લાલો સાડા સાત વાગ્યાનો ડાહ્યો ડમરો થઇને સોફા પર બેસી ગયો હતો. ટીપુ એના પગ પાસે અર્ધ જાગૃત અવસ્થામાં લાંબો થઇને પડ્યો હતો અને લાલો ઘડિયાળ સામે તાકી રહ્યો હતો.

બરાબર આઠના ટકોરા પડ્યા અને મહેમાનોને લઇને કાકી અંદર આવ્યાં એટલે શિખવી રાખ્યા પ્રમાણે લાલાએ ઉભા થઇને બન્ને ગૃહસ્થોને જયજય કર્યા અને પછી પાછો બેસી ગયો.

થોડીવાર સુધી આમતેમ અલકમલકની વાત થયા પછી વકીલ પોતે મૂળ મુદ્દા પર આવ્યા અને બોલ્યા: 'કાન્તાબ્હેન, પ્રમુખ સાહેબ પોતે તમને તમારા સ્વર્ગસ્થ પતિના સંગ્રહસ્થાન વિષે કહેવા માગે છે.' અને પછી પ્રમુખ તરફ ફરીને બોલવાનો ઇશારો કર્યો.

કાન્તાના ચહેરા પર કાલિમા છવાઇ ગઈ, કારણ એ વાતચીતની રીતથી જ સમજી ગઇ હતી કે વાતચીતનું પરિણામ શું આવશે, પણ પળવારમાં શાંત બનીને સ્વસ્થ ચિત્તે સાંભળવા લાગી.

'માફ કરજો કાન્તાબ્હેન,' પ્રમુખ બોલ્યા અને પછી જાણે સુધરાઇના સભ્યો આગળ ભાષણ કરતા

હોય તેવી ઢબથી એમણે શરૂ કર્યું, 'હાં જુઓ કાન્તાબ્હેન! હું દિલગીરીના સમાચાર લાવ્યો છું. ગઇકાલની સુધરાઇના સભ્યોની સમસ્ત સભાએ ઠરાવ કર્યો છે કે આપના પતિનું સંગ્રહસ્થાન જો બુદ્ધદેવની મૂર્તિ મળે તોજ લેવું અને તેથી આપને તે માટે ના કહેતાં મને ખૂબ ખેદ થાય છે!'

પણ એટલામાં જ કાંઇ ચમત્કાર બની ગયો. લાલાના ખીસ્સામાં અત્યાર સુધી લપાઇ છુપાઇને બેઠેલા ઉંદરોએ પોતાની જૂની અને જાણીતી રીત અજમાવી હતી. લાલાના કોટમાં બહાર નીકળાય એવાં કાણાં પાડયાં હતાં અને ત્યાં થઇ ધીમે રહીને તેમાંના એકે પોતાનું ડોકું બહાર કાઢયું હતું. પછી એણે ધીમેથી ખીસ્સામાંથી સોફા પર અને સોફા પરથી નીચે ભુસ્કો માર્યો. કમનસીબે ટીપુ પર જ એ ઉંદર પડ્યો અને એમ થતાં જ ટીપુ આળસ ખંખેરીને ઊભો થયો.

ઉંદરને જોતાં જ ટીપુનાં નસકોરાં ઊંચાં થયાં. પણ ઉંદર એના મોંમાં જવા થોભે તેમ ન હતો! ઉંદરે પાસે જ પડેલા મેજ પર દોટ મૂકી. ટીપુએ ઉંદરનો શિકાર ઝડપવા છલાંગ મારી અને લાલો આ બધું શું બને છે તે સમજે તે પહેલાં જ એણે

ટેબલનો એક ખૂણો પકડયો અને સોફા પર ઊભો થઇ ગયો. તેમ થતાં જ ટેબલ ઉંધુ પડયું અને બધાના આશ્ચર્યની વચ્ચે બુદ્ધ ભગવાનની એ અલૌકિક મૂર્તિ ટેબલના છૂપા ખાનામાંથી સરકીને બહાર આવી. બધા મંત્રમુગ્ધ બનીને આ બધું જોઇ રહ્યા. કાન્તાએ મૂર્તિને જોતાં એ તરત જ પોતાની જગ્યાએથી દોડી અને એણે મૂર્તિને ઉપાડી લીધી. એની સામે એ પળવાર અનિમિષ નયને તાકી રહી. થોડીવાર-માં જ એની આંખ ભીની થઇ ગઇ અને આંખમાંથી ટપટપ આંસુ નીચે સરવા લાગ્યા.



વકીલ અને પ્રમુખને ધીમેધીમે ભાન આવતું હતું. તેઓ સ્વસ્થ થયા એટલે તરત જ વકીલે કાન્તાબહેનના હાથમાંથી મૂર્તિ લઇને પાસે પડેલી ટ્રીપોઇ પર ગોઠવી અને બોલ્યા:

'કાન્તાબહેન! તમારો આ દત્તકપુત્ર કેટલો બધો ભાગ્યશાળી છે! જુઓની આજે એણે પોતેજ પોતાના કાકાના આત્માની તૃપ્તિ માટે અજાણે

પણ કેવું તર્પણ કર્યું !'

આ બધું સાંભળવા લાલો થોભ્યો ન હતો એ તો ટીપુના પર ગુસ્સે થતો અને તેને ફટકારતો બહાર બગીચામાં દોડી ગયો હતો. પણ થોડીવારમાં જ ઉપરથી એની કાકીએ બૂમ મારી, 'લાલા લાલા! જલદી આવ. ચા ઠંડી પડી જાય છે.'

અને લાલો ધડકતે હૈયે દિવાનખાનામાં દાખલ થયો પણ એના આશ્ચર્ય વચ્ચે દોડીને કાકીએ એને લગભગ તેડી લીધો. લાલાને ખેંચતી એ સોફા પર બેસી ગઇ અને બોલી : 'વકીલ સાહેબ! હવે તમારે જે કાંઇ કાયદેસરનાં કાગળિયાં કરવાં હોય તે જેમ બને તેમ વહેલાં કરી રાખજો. મારા દીકરા લાલા વિના હવે મને જરાય ગોઠવાનું નથી.'

'હા, બહેન હા! આ અક્ષયાતૃતિયાનું મુહૂર્ત છે તે જ દિવસે આપણે દત્તવિધાનની ક્રિયા કરાવરાવીશું.' વકીલે પોતાના બ્રાહ્મણિયા ભણતર પ્રમાણે તરત જ મુહૂર્ત કાઢી આપતાં કહ્યું.

અને પ્રમુખ સાહેબ બોલી ઊઠયા, 'કાન્તાબહેન! આ લાલો તમારો શો સગો થાય છે?'

'ભલા માણસ! ઊંઘમાં છો કે શું! આ બધી વાતો શું થાય છે! એ તો એમનો દત્તક દીકરો

છે દીકરો!' વકીલે ઘટસ્ફોટ કરતાં કહ્યું.

લાલાને સમજાયું કે એનું નસીબ ખરેખર જોર કરે છે કારણ કે માર ખાવાની કે છેવટે ઠપકો સાંભળવાની આશાએ એ અંદર આવ્યો હતો તેને બદલે 'હાથણીએ જેમ કળશ ઢોળીને રાજા બનાવ્યો હોય' તેમ વિધાતાની કૃપા એના પર વરસી રહી હતી.

'કાકી! હું બહાર જઉં કે?' લાલાએ પૂછ્યું.

'હવે કાકી નહિં કહેવાની હોં દીકરા! હવે તો તારે કાન્તાને મા કહેવાની.' દિવાનખાનામાં લાકડીના ટેકે ચાલતાં ચાલતાં મહકોરમાસી આવી પહોંચ્યાં હતાં તે બરાબર દરવાજામાં જ લાલાના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપતાં બોલ્યાં, 'દીકરા મારા! સો વરસનો ડોસો થજે.'

અને લાલો બધાને પગે પડીને ઉલ્હાસભર્યે હૃદયે બહાર દોડી ગયો.



**☆ સમાપ્ત ☆**



બાલવિનોદનાં ૧૮૦ પુસ્તકો
માંથી આપની પાસે કેટલાં છે ! ☆ ☆

બાબાસૅટ, બાલવિનોદ
ગ્રંથાવલિ, બાલવિનોદમાળા,
અશોક બાલપુસ્તકમાળા,
મજેદાર કહાણીમાળા
અને સાહસ કથાવલિનાં

☆ પુસ્તકો સિવાય
કોઈપણ પુસ્તકાલય,
ખાનગી કે જાહેર
અધૂરું છે.

આજેજ વિગતવાર સુચિપત્ર મંગાવો
☆ અને આખો સૅટ વસાવો. બાલ, કિશોર ☆
ને કુમારસાહિત્યમાં એ મોખરે છે.

બાલવિનોદ કાર્યાલય : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઇ ૨

કિશોર સાહિત્યમાં
અનોખી ભાત પાડતી



# મઝેદાર કહાણીમાળા



પુષ્કળ ચિત્રો સાથે કિશોર જગતના
અવનવા પરાક્રમો રજૂ કરતી
ગુજરાતની અજોડ ગ્રંથાવલિ



એ ગ્રંથાવલિનું પુસ્તક
તમારા હાથમાં છે.
એવાં જ રસિક ને
મઝેદાર બીજાં પુસ્તકો

માટે લખો: